# જીવન પ્રવાહ

લેખક

ઈશ્વરભાઈ દેસાઈભાઈ પટેલ (વિદ્યાર્થી)

કિંમત એક રૂપિયો

# જીવન પ્રવાહ

કર, કલમ, કાગળ કેરી ક્રીડા કરતાં કંઇ,
લખાયું જે મારાથી વાંચજે તું ધ્યાન દેઇ.

લેખક
ઇશ્વરભાઇ દેસાઇભાઇ પટેલ (વિદ્યાર્થી)

કિંમત એક રૂપિયો

પ્રકાશક
જીવાભાઈ દેસાઇભાઈ પટેલ
નાવલી (વાયા : આણુંદ)

મુદ્રક
મોતીભાઇ મથુરભાઇ પટેલ,
ચરોતર પ્રિન્ટિંગ પ્રેસ,
આણુંદ



મદદગાર
ભાઈલાલભાઈ કાળીદાસ પટેલ
(વિદ્યાર્થી ચાણુસદવાળા)

ઈ. સ. ૧૯૪૧]   પહેલી આવૃત્તિ ૧૦૦૦   [સંવત ૧૯૯૭

स्वार्थाय च परमार्थाय इदं शरीरम् ।

જે પોતાના સ્વાર્થને જીવનમાં અગત્યનું સ્થાન આપે છે તે કૂતરા જેવો છે. જે સ્વાર્થને બાજુએ મૂકી પરમાર્થને આગળ સ્થાન આપે છે તે કુદરતરૂપ છે. અને જે સ્વાર્થ તેમજ પરમાર્થ બન્નેને અનુસરી જીવન જીવે છે તે સાધારણ મનુષ્ય જાતનો છે.



# સૂચના

વાચક, પુસ્તકનું નામ મેં 'જીવન પ્રવાહ' આપ્યું છે. છતાં તારી સમક્ષ મેં 'જીવન સાથી' શબ્દની સમજુતી કરી બતાવી છે, તે તું આગળ ઉપર વાંચી શકશે. તેમ કરવાનું કારણ આ પુસ્તકને ઘણાંજ નામ લાગુ પડે છે. તેમાંથી મેં મારા હૃદયને ગમતું 'જીવન સાથી' નામ આપ્યું હતું. પરંતુ પાછળથી મને જાણ થઇ કે 'જીવન સાથી' નામનું પુસ્તક જાહેરમાં આવી ગએલ છે. તેથી કરીને મેં મારૂં પ્રિય નામ 'જીવન સાથી' બદલી 'જીવન પ્રવાહ' રાખ્યું છે, જોકે શબ્દોમાં ઘણોજ તફાવત છે; છતાં છેવટમાં એક છે. 'જીવન સાથી' એટલે જીવનમાં જે જે આપણને સાથ દે તે અને 'જીવન પ્રવાહ' એટલે જીવનના પન્થે જતાં જે જે આપણને મદદરૂપ થઇ પડે તે.

કરેલી ભુલ માટે ક્ષમા ચાહું છું.

રામનવમી, ૧૯૯૭ — ઈશ્વરભાઇ દે. પટેલ



ઈશ્વરભાઈ દેસાઈભાઈ પટેલ

# During the Life

Honour thy self and honour to all,
Honour thy rise and honour thy fall;
Honour thy friends and honour thy foe,
Honour is the way further to go.



# જીવન પ્રવાહ

શરણે શત્રુ આવે તો સ્વીકારજે તું સ્નેહથી,
નિમકહરામી હોય તો સંહારજે તું હેતથી.



શિષ્ય છું સૃષ્ટિ મહીં સદા શિષ્યવૃત્તિ સેવતો.
શિષ્યનો શણગોર સાચો; કલમ કાગળ યાચતો.

# મારી વિનંતી

**પ્રિય વાચક,**

વાંચતા પહેલાં મારી વિનંતી તરફ એક વખત દૃષ્ટિ ફેંકી જજે; એ પણ વાંચવાનું જ છે. એમાંથી પણ તું કંઇક જાણી શકીશ.

જે જે મારે તારી સમક્ષ વ્યક્ત કરવાનું છે, તે વિના-સંકોચે હું તારી સમક્ષ રજુ કરીશ. આજ સુધી તો કોઇની સમક્ષ મેં કોઇ દિવસ વિનંતીભર્યું સૂચન નથી કર્યું; તેમ કરવાનું મને કદી મન પણ નથી થયું. જ્યારે આજના મંગલમય પ્રસંગે મારૂં હૃદય તેમ કરવા માટે તલપાપડ થઇ રહ્યું છે, ત્યારે મારી દયાનો લાભ તું જરૂર ઉઠાવજે. સંકોચાતા હૃદયે, સંકોચને દૂર દૂર હાંકી કાઢ્યો છે. અને તારી સમક્ષ વિનંતી કરવા માટે થનથનાટ

કરી રહ્યું છે. મારા મનને આ સ્થિતિમાં જોઇ મને પણ નવાઇ લાગી. કારણ શોધવા લાગ્યો. કંઇ પણ કારણ હાથ ન આવ્યું. ફરી ફરી વિચાર કરવા લાગ્યો. છેવટે વિચારની જાળમાં કારણ સપડાઇ ગયું. કારણ લાંબુ નથી. ફક્ત ત્રણ જ શબ્દ ઉપર રચાએલું છે. જ્યારે મેં તેને જોયું ત્યારે આ જ સુધી નહિ ભોગવેલો આનંદ મેં અનુભવ્યો. તને જાણવાનું મન તો થતું જ હશે. સ્વાભાવિક છે. અધીરો ના થઇશ. તને જાણ કરવા તો હું બંધાએલો છું. જો તે ત્રણ શબ્દનું કારણ જોઇ કે સાંભળી તું નવાઇ ના પામીશ, તેનો પહેલો શબ્દ 'મેટ્રિક' બીજો 'ફેઇલ' અને ત્રીજો 'છું.' અગ્રસ્થાને મૂકવાનું કારણ. આજકાલ યુનિવર્સિટી તરફથી ઘણા હોશિયાર વિદ્યાર્થીઓ પણ તરછોડાય છે. તેમને આશ્વાસન આપવા માટે.

વહાલા વાચક, હું આ દુનિયામાં એક પણ વિષયમાં પારંગત નથી. જો હું વકીલ નથી, બૅરિસ્ટર નથી, ન્યાયાધીશ નથી, દેશનેતા નથી, દેશસેવક નથી, અરે! ગ્રામ્ય સેવક પણ નથી, મોટો પૈસાદાર નથી, ગરીબ નથી, ઉંચ નથી, નીચ નથી, કોઇ સંસ્થાનો પ્રમુખ નથી, તેમજ કોઇ સંસ્થાનો સભ્ય પણ નથી, મિલ માલિક નથી તેમજ ઝૂંપડીનો પણ માલિક નથી. હવે તને કદાચ પ્રશ્ન થશે કે હું છું કોણ?

હું માણસ છું. તેમાંય વળી એક સાધારણ ગામની સાધારણ શાળાઓનો ભૂતકાળમાં વિદ્યાર્થી હતો, અને હાલમાં તેમાંની એક શાળાનો હજુ પણ છું. હું નાવલીનો.

શાળાઓ આણુંદની. એક વખત ત્રણેયનો હતો, અને હાલ જેમાં છું તે જ મારા જીવનની જ્યોતરૂપ સરસ્વતી અથવા શારદા.

ત્રણેય શાળામાંથી હું મારા જીવનમાં કંઇક ને કંઇક મેળવી શકયો. દેશભક્ત દાદાભાઇના નામથી ચાલતી દા. ન. હાઈ સ્કૂલમાંથી હું કલાનો ભોકતા બન્યો. તેમાં સંગીત અને ચિત્રકલાનો સમાવેશ થાય છે. સરસ્વતીના નામથી ચાલતી શારદા હાઇ સ્કૂલમાંથી હું કંઇક હિંમત મેળવી શકયો. એક વખતની પાયોનીઅર હાઇ સ્કૂલમાંથી સત્યનો પંથ શીખ્યો. ટુંકમાં મારા જીવનની જ્યોતરૂપ શારદા, રસ-રૂપ ચરોતર એજ્યુકેશન સોસાયટી અને ધ્યેયરૂપ પાયોનીઅર.

હવે મારી મોટામાં મોટી અને નાનામાં નાની શાળા તરફ જઇએ. તે જ શાળા મારૂં ઘર. તેના અધ્યાપક મારી માતા છે. તેમની સાથમાં સહાયક તરીકે મારા વડિલ બન્ધુ છે, અને વિદ્યા મેળવનાર વિદ્યાર્થી તરીકે હું છું.

વાચક! પિતા શબ્દને નહિ જોવાથી તને મારા ઉપર રોષ તો આવશે જ, સ્વાભાવિક છે. પરંતુ શું કરૂં? લાચાર છું કે જેથી પિતા શબ્દ નથી વાપરી શકયો. કારણ પિતાના પવિત્ર હાથનો આશીર્વાદ મારા કર્મે નથી લખાયો. મેં તેમને જોયા પણ નથી. જો કે જોયા તો હશે, પણ યાદ નથી. તેમના મરણ વખતે હું આ દુનિયામાં તો હતો જ, વળી તેમણે પિતાને છાજતી મારા માટે મહેમાનગીરી પણ કરી હશે, અને મનમાં કંઇક અવનવી આશાઓ પણ સેવી હશે; પરંતુ કુદરતના આગળ કોનું ડહાપણ ચાલ્યું

છે? બધી આશાઓને મારા નાનાશા ફૂલ જેવા મગજ ઉપર નાખી, પૂજ્ય પિતાશ્રી મને મારી ૧૧ માસની ઉંમરે, માતાના ખોળામાં લપેટી મારી આંખો આગળથી સદાને માટે દૂર થયા. ત્યાર પછી તેમના તરફથી કંઇ સમાચાર પણ નથી. પ્રિય વાચક હવે તો તારી શંકા દૂર થઇજ હશે.

હવે હું મારા તરફ ફરું છું. હું ૧૯૪૦માં યુનિવર્સિટી તરફથી તરછોડાયો, તેની સાથેજ ઘેરથી, બહારથી અને મિત્રોથી પણ. મારી સ્થિતિ અજાણ્યા કૂતરાના જેવી થઇ. છેવટે માતા તેમજ વડીલ બન્ધુના તરફથી આશાનાં કંઇક કિરણો આવતાં જણાયાં. તે કિરણો અભ્યાસ ચાલુ રાખવા માટેનાં હતાં, જ્યારે અભ્યાસને માટે મારા મનમાં એક ટકો પણ સ્થાન ન હતું. છેવટે ચિત્રકલાની ત્રીજી પરીક્ષા માટે તૈયારીઓ કરવાનું બહાનું બતાવી હું અમદાવાદ તરફ ચાલી ગયો.

અમદાવાદનો ખર્ચ મારા માટે અસહ્ય થઇ પડ્યો. કારણ, હું ચા, પાન, બીડીનો ભોકતા હતો, સાથે સીનેમાનો પણ. આ સઘળો ખર્ચ હું ખોરાકમાંથી બચાવતો. કારણ શરીર તરફથી મારે જરા પણ ચિંતા નથી. કુદરતે મારા જીવનમાં એટલી શાંતિ આપી છે. એ પ્રમાણે ન હોત તો મારૂં શું થાત એ હું નથી કલ્પી શકતો. ઘેરથી તો મને અમુકજ પૈસા મળતા.

હવે અમદાવાદમાં ચિત્રકલા તો દૂર રહી, પણ સંગીત કલા શીખી, સદાને માટે અમદાવાદને છોડી મેં ઘર તરફ

પ્રયાણ કર્યું. ઘેર આવ્યો પણ વાતાવરણમાં કંઇ ફેર ન જોયો. માતાના દર્દભર્યા શબ્દો ફરી પરીક્ષા માટે હતા તેવા ને તેવા જ હતા. છેવટે તેમના વૃદ્ધ આત્માને શાન્તિ આપવા માટે મારા આત્માને છેતરી ફરીવાર શારદાને શરણે ગયો. હજુ તેજ સ્થિતિમાં છું.

સ્કૂલમાં હું જતો પણ હૃદય તો કયાંય, મને પાટલી પર બેસાડી, દૂર દૂર ચાલી જઇ કુદરત સાથે ગપ્પે ચઢતું. કદીક સંસારની ધુંસળીમાં ગુંથાઇ પડતું. શું કરવું? કયાંય ચેન ન પડતું. એટલામાં સત્યાગ્રહના પડઘા મારે કાને પડયા. મિત્રે ઝંપલાવ્યું, એની સાથે મેં પણ. મિત્ર પહેલો ઝડપાયો. મારા માટે કુદરતે મુદત મારી. એનો લાભ તમે તેમજ મેં ઉઠાવ્યો છે.

અચાનક એક દિવસ કાળિકાને દર્શને. દેવદેવીઓ તરફ ઉદ્ધત રહેલા મનને શ્રદ્ધા આવી. કાલિકાની પરોક્ષવાણી માનવ-શરીર મારફતે સાંભળી શકયો, અને પારખી પણ શકયો. તેમના આશીર્વાદ પછી મેં લખાણની શરૂઆત કરી.

દેવ, દેવીઓ, ભૂત, પલિતને ન માનનારો હું ૨૦॥ વર્ષે બધાને માનતો થયો. દેવ, દેવીઓ એ કુદરતીજ અંશ છે, જયારે ભૂત માનવીઓનાં અતૃપ્ત મન છે.

પુસ્તકની શરૂઆત તો જો કે મારા હાથથીજ થઇ છે, મેંજ લખ્યું છે, અને લખનાર પણ હુંજ છું. પરંતુ તે વિષે વધારેમાં મારે તને જણાવવાનું છે. મહેનત કરનાર તરીકે હું છું, પણ વિચાર દર્શક તરીકે મારી માતા છે.

માટે પુસ્તકમાં અગ્રસ્થાને મારી માતા છે. પછી મારા વડીલ બન્ધુ છે. કારણ જેણે વડીલ બન્ધુ તરીકે મારા બાલપણમાં ફરજ બજાવી છે, અને ૧૧થી ૨૦ વરસ સુધી જેણે એક સાચા મિત્ર તરીકે બજાવી છે અને મૅટ્રિક ફેઇલ થયા પછી સાચા ગુરુ તરીકે બજાવી છે. ત્રીજું સ્થાન આણંદના નાના અડધમાં વસતાં મારી પ્રિય બેન અને તેમના શ્રેષ્ટ ભાણેજ રમાકાન્ત રણછોડભાઇ માટે છે. કારણ તેમના મકાને જે કંઇ કર્યું છે તે કરી શકયો છું. અને એના આભારે જ તું વાંચી શકીશ. તે સર્વનો આભાર હું કોઇ કાળે વાળી શકું તેમ નથી. અને સાથે સાથે વાચક તારો પણ. કારણ તું વાંચનાર ન હોત તો મને વાંચત પણ કોણ? માટે તારો તો આભાર મારે પહેલો માનવો જોઇએ. વંદન, વંદન, વંદન.

આના પછી પુસ્તક પરિચયને પણ તું ધ્યાનથી વાંચી જજે. એજ વિનંતી.

ઈશ્વરભાઇ દેસાઇભાઇ પટેલ



# પુસ્તક પરિચય

હું લેખક નથી, કવિ નથી, પંડિત નથી, વિચારક નથી, તત્ત્વચિંતક નથી, તેમજ તત્ત્વવેત્તા પણ નથી, ધર્મ-ધારી નથી અને ભાષણકર્તા પણ નથી. હું તો ફક્ત વિદ્યાર્થી છું અને આખી જિંદગીપર્યંત વિદ્યાર્થી રહેવા સ્વપ્નાં સેવું છું. શાળા કે કૉલેજનો વિદ્યાર્થી થવાને જરા પણ મન નથી.

મેં મોટા મહાસાગરો નથી ડોળ્યા, પણ મહાસાગરના કિનારા ઉપર સહેલ મારતા દેડકાની માફક મેં કિનારો તો જોયો છે. અંદર જવા હામ તો ઘણીયે ધરૂં છું પણ પહાડ સરીખાં મોજાં આગળ મારૂં શું ચાલે? જરાક જવા પ્રયત્ન કરૂં છું ત્યાં તો મોજાં મને ઉછાળી દૂર ફગાવી દે છે. આવી સ્થિતિમાં દરિયાઇ દૃશ્યો ક્યાંથી આલેખી શકું?

રહું છું જંગલમાં પણ જંગલ નથી જોયું. ક્યાંથી જોવાય? કારણ મારી સ્થિતિ જંગલમાં વસતિ શાહુડીના જેવી થઇ છે. દરમાંથી જ્યાં બહાર ડોકું કાઢું છું ત્યાં તો ચારે બાજુએથી મારા ઉપર દુશ્મનોનો દરોડો જામે છે. મારાથી એક પળવાર પણ ઠંડે પેટે દર ઉપર બેસી જંગલને જોઇ શકાતું નથી. છેવટે કંટાળી હું દરની બહાર-જ નથી નીકળતી. ત્યાં પણ મારે સ્થાને શિકારી-કૂતરાઓ મને નથી જંપવા દેતા. છેવટે બધાના ત્રાસથી બચવા મેં એક યુક્તિથી દર ખોદી કાઢયું છે, કે જ્યાં કોઇનો ભય નથી. ત્યાં બેસી હું મારા દિવસો સુખશાન્તિથી વિતાવું છું. વાચક, આવી સ્થિતિમાં હું તારી સમક્ષ જંગલોમાં વસતી કુદરતના આબેહૂબ નમૂના ક્યાંથી મૂકી શકું?

હવે હું રહું છું સંસારમાં, પણ સંસાર નથી જોયો. કારણ આજ સુધી હું કોઇ દિવસ સંસારી ખટપટોમાં પડયો જ નથી. કેમકે તે મને બચપણથી જ પસંદ નથી. છતાં પણ મારી મરજી વિરૂદ્ધ કાન મારફતે કંઇક કંઇક આંદોલનો મગજ સુધી પહોંચી શક્યાં છે. તે તો તું વિના સંકોચ વાંચી શકશે. તે વિના બીજું મારી પાસે નથી. કદાચ જો હું ભવિષ્યમાં પ્રાપ્ત કરીશ તો જરૂર તારા તરફ તેને મોકલાવી આપીશ. તે માટે બેફિકર રહેજે.

હવે ચાલુ પુસ્તક વિષે તને પરિચય કરાવું. કારણ વાંચતા પહેલાં મારે તને ચેતવવાની ફરજ છે. વગર ચેતવણીએ કદાચ તું વાંચે અને કદાચ તને ગમ્યું કે ન ગમ્યું, તે વખતે તું મારા પુસ્તકને પછાડી મને પણ બેચાર

ચોપડી, પડતું મૂકે. તેના કરતાં મને પહેલેથી જ જણાવા દે. જો આ મારૂં પુસ્તક નૉવેલના રૂપમાં નથી. જુદી જુદી વાર્તાઓનો સંગ્રહ નથી. કુદરતી સૌન્દર્યોના ચિતારરૂપ નથી. શિરિન્ ફરહાદ કે લયલા મજનું જેવી પ્રેમ વાર્તાઓનું પણ નથી. અથવા તો કોઇ ધાર્મિક બાબતો પર પણ નથી રચાયેલું. ફક્ત તેમાં છે 'તારૂં જીવન' અને જીવનનાં અમૂલ્ય ઝરણાં. જીવનમાં તારે શું કરવું, અને કરે છે તે કેવી રીતે કરવું તથા કરેલાને કેવી રીતે સંભાળવું. આ સર્વને લાગતી-વળગતી અનેક ચાવીઓ જે તારા જીવનમાં મદદરૂપ છે, તેને મેં મારી નહિ જેવી ભાષામાં, ટુંકામાં મને જેવું આવડયું તેવું મેં જણાવ્યું છે.

પુસ્તકમાં શંકાને સ્થાન નથી. છતાં પણ કદાચ શંકા મારી નજરને ભૂલાવી હસ્ત મારફતે ભાગી ગઇ હોય અને તે તારી નજરમાં આવી ગઇ હોય અને કદાચ તેને દૂર કરવાની તારામાં શક્તિ ન હોય તો મને જણાવજે. હું તેને મારા ખર્ચે દૂર કરી આપીશ.

બીજું, પુસ્તકમાં તું કયાંય મથાળું નહિ જોઇ શકે. પરંતુ ગુજરાતી શરૂ થતા પહેલાં તું એકાદ બે ઇંગ્લિશ વાકયો તું જોઇ શકશે. તે મથાળારૂપ પણ છે. અને સાથે સાથે શરૂઆતથી ફરી ઇંગ્લિશ વાકયો આવે ત્યાં સુધીના સારરૂપ પણ છે. તેમ કરવાનું કારણ, મારો વિચાર ગુજરાતીની સાથે ઇંગ્લિશમાં પણ મૂકવાનો હતો. પરંતુ તેવું ઇંગ્લિશ મારી સાથમાં નહિ હોવાથી, મારી ઇચ્છાને અનુસરી આવડતની મદદથી નહિ જેવા ઇંગ્લિશમાં ટુંક સાર

જણાવી શકયો છું.

બીજું, વધારેમાં પુસ્તકમાં મુખ્ય સ્થાને ભાષા નથી. મુખ્ય સ્થાન વિચારો ધરાવે છે. માટે વાંચતાં ભાષા તરફ ધ્યાન ના પરોવીશ. વાચક, આથી વધારે હું તારો સમય રોકવા નથી ચાહતો. આભાર, આભાર, આભાર.



# જીવન સાથી

પુસ્તકનું મથાળું તો તેં વાંચ્યું જ હશે. વાંચી તને શંકા તો થઇ જ હશે કે જીવન સાથી કોને ગણવા? તે હું તને પ્રવેશ કરતા પહેલાં સમજાવું. જો તારા જીવનનો સાચામાં સાચો અને હિતેચ્છુ સાથી હોય તો એક તું. પછી નીચેના:

| | | |
|---|---|---|
| માતા | આશા | સંયમ |
| પત્ની | અસંતોષ | વિવેક |
| કામ | સંતોષ | નીતિ |
| ક્રોધ | શ્રદ્ધા | અનીતિ |
| કપટ | સદ્‌ગુણો | વાણીમાધુર્ય |
| કુલિન | અવગુણો | આચારવિચાર |
| કંકાસ | સુખ | ધર્મ |
| કુમાર્ય | દુઃખ | અધર્મ |

 

| | | |
|---|---|---|
| મોહ | દયા | પાપ |
| માયા | આળસ | હિંસા |
| મીઠાશ | ઉદ્યમ | અહિંસા |
| મૃત્યુ | વ્યસન | સુંદરતા |
| મદ | નિર્વ્યસન | કદરૂપતા |
| અહંકાર | મહત્ત્વાકાંક્ષા | લેખક |
| અભિમાન | નિરાશા | અને |
| અભિલાષા | ચડતી પડતી | ચોપડી |

આ સર્વનો સમાવેશ 'તું' શબ્દમાં થાય છે. હવે 'તું'માંથી તારા સાધારણ જીવન તરફ ફરીએ. જીવનમાં પણ ઉપરના સિવાય ઘણા સાથીઓ છેઃ તું આ દુનિયામાં જે કંઇ ધંધામાં પરોવાયો હોય તે ધંધો. દા. ત. ડૉકટર હો, બૅરિસ્ટર હો, સાધારણ માસ્તર હો યા પ્રોફેસર હો, વિદ્યાર્થી હો યા રખડેલ હો, દેશભક્ત હો યા ગ્રામસેવક હો, સંન્યાસી હો યા સંસારી હો, ન્યાયાધીશ હો યા તો કોઇ સંસ્થાનો પ્રમુખ હો, સિનેમા ઍકટર હો યા નાટક ઍકટર હો, છેવટમાં સ્ત્રી હો યા પુરુષ હો. આ સર્વ તારા જીવનના સાથીદારો અને સાથમાં તું જે સમાજમાં રહેતો હોય તે સમાજ. અને જો કદાચ ટૂંકમાં જણાવું તોઃ

| | | |
|---|---|---|
| એક | તારો આત્મા | બીજી |
| | અને | |
| લેખક | તારૂં મન | ચોપડી |

આ સિવાય પુસ્તકમાં બીજું કંઇ નવીન નથી. ઉપર જણાવેલા સર્વ સાથીઓને તું પુસ્તકના ગમે તે પાને

વાંચી શકીશ. તેમને માટે મુકરર સ્થાન નથી.

સાપ છછુંદર જો ગળે,
મૂકે તો અન્ધો બને;
ગળે તો જીવથી ટળે,
ના મૂકે તો ભૂખે મરે.

માનવી છું નાગ જાતે તું,
સંસાર છછુંદર જાણજે;
જો ફસાયો તું તેમાં,
તો છુટવા ન બારી એમાં.

આવી સ્થિતિમાં સાપ જો પાણીમાં પડતું મૂકે તો પોતાનો જીવ બચાવી શકે; પરંતુ કુદરતે તેનામાં એટલી અક્કલ નથી મૂકી, એટલે તેને માટે તો મૃત્યુ જ છે. હવે સંસારમાં સપડાએલા માનવીની સ્થિતિ તો છછુંદર ગ્રહીત સર્પના જેવીજ છે; પરંતુ સર્પનામાં અક્કલ નથી, જ્યારે માનવીનામાં તેમાંથી છૂટવા માટે કુદરતે એક રસ્તો મૂકયો છે: તેજ સંસારમાં રહી સંન્યાસી જીવન ગાળવું; પરંતુ મૂર્ખ માનવી માયાના ધૂમ્રપટ આગળ તેને નથી જોઇ શકતો. છેવટે પરિણામ? સર્પના જેવું.

"Leave this! Eat, drink and die
but catch it! Eat, drink and live."

મૂર્ખ માનવી, જો ખાવું, પીવું અને ફરવું, એજ જીવનમાં મુખ્ય માનતો હોય તો આજથીજ ભૂલી જજે. એ સાચું જીવન નથી એમ જાણજે. આ ફાની દુનિયામાં ક્યારે ફના થઇશ એની જાણ જ્યાં સુધી નથી ત્યાં સુધી તારૂં જીવન પણ નથી.

પામર મનુષ્ય, ક્યાંથી આવી ક્યાંય ચાલ્યો જઇશ. એક પલ વારનોજ તું તો મહેમાન છે. એમ ન ધારતો કે કાળચક્ર તને જતો કરશે. તું તેનો જરૂર ભક્ષ બનવાનોજ. પછી આ દુનિયામાં તારૂં કોણ? જરા તો વિચાર કર? જરા તો તારા અંતરના ઉંડાણમાં જઇ જો! જરા તો તારા અંતરાત્માને પ્રશ્ન કર? અને જરા તો કુદરતને નિહાળ, કે તને આ માયાવી પૃથ્વી ઉપર અમૂલ્ય દેહ શા માટે અર્પ્યો છે? અર્પનાર કંઇ મૂર્ખ નથી. એણે તો તને જીવન દીધું. હવે કેવી રીતે જીવવું એ તારા હાથમાં. તુંજ હવે

તારા જીવનનો સત્તાધીશ છે. યથાશક્તિ તું તેને રમ્ય બનાવવા પ્રયત્ન કર. દેનારને અને તારે હવે કંઇ લેવા-દેવા નથી. ફક્ત એટલુંજ છે કે તારા જીવનદાતા તરીકે તારા જીવનનો હિસાબ તે માગશે.

હિસાબ આપવાની વાત સાંભળી કદાચ તને કંપારી તો આવશેજ; પરંતુ આ તો સનાતન સત્ય છે. ઉપરી વગર તો દુનિયામાં કંઇ પણ પ્રવૃત્તિ ન થઇ શકે. તો ઉપરીને રાજી રાખવા માટે તારી પાસે ક્યાં ચાવી નથી? તારી પાસે સર્વ છે. પણ તારાથી ઘણું દૂર ભાગે છે. તેને ગ્રહણ કરવાની તારામાં શક્તિ નથી. કારણ તારા ઉપર માયારૂપી અંધકારનો પટ છે. એજ તને આ દુનિયામાં ચગડોળે ચઢાવે છે. એજ તને તથા તારા અમૃતમય આત્માને પાપકુંડમાં હડસેલી રહ્યો છે. એજ તને નર્કનો અધિકારી બનાવી રહ્યો છે અને એજ તારા કંચનમય આત્માને કથીર બનાવવા ફરે છે. આટઆટલું થવા છતાં, તું તો એની સાથે ગમ્મતમાં ગુંથાયો છું. આંખ ઉઘાડી નિહાળવાની પણ તને ફુરસદ નથી. આત્મા સાથે એકાન્તમાં ચર્ચા કરવાની તક નથી. હજુ ચેત! આત્માનો દીવો પ્રગટાવ! એટલે માયા આપોઆપજ વિદાયગીરી લેશે. તારા જીવનનો માર્ગ મોકળો બનાવ! અહં પ્રેમી મટી વિશ્વ પ્રેમી બન! અને આ અનંત વિશ્વમાં તારી માફક બીજાઓને બનાવ. જ્યારે તું આમ કરીશ ત્યારેજ તેં તારા જીવનનું સાધ્ય સાધ્યું કહેવાશે.

આ દુનિયામાં જીવન તો સર્વને છે. સર્વ જીવન

જીવીનેજ જાય છે. એને તું ખરેખરૂં જીવન ન માનીશ. કારણ, જીવન તો કોઇ વીરલાજ જીવી જાણે છે. જો સર્વને જીવન કહેતો હોય તો એક કૂતરૂ પણ જીવન ધારી, ટુકડા વીણી ખાઇ પોતાનું જીવન ગાળે છે. છેવટે રઝળીરવડી મરી જાય છે. એણે જીવનમાં શું કર્યું? ઉત્તરમાં કંઇ શબ્દજ નથી જડતો. આને જીવન તરીકે ન અંકાય. તારે આવું જીવન જીવવાની અભિલાષાઓ ન રાખવી જોઇએ. કારણ તું મનુષ્ય છે, એટલે મનુષ્ય તરીકે તારે તારાં કૃત્યો આચરવાંજ જોઇએ. તારા જીવનનું ધ્યેય તારેજ ઘડવું જોઇએ. આ દુનિયામાં આવી તું તારા તેમજ અન્યને માટે કંઇજ ન કરે તો પછી તારૂં જીવન કૂતરાની સાથે સ્પર્ધાઇમાં પાછું તો નહિજ પડે. એટલું ધ્યાનમાં લેજે કે તું માણસ છે, જ્યારે તે કૂતરૂં છે.

આમ જો જીવન વ્યતિત કરવાની તારી આશા હોય તો નકામો મનુષ્યદેહ ધારી ધરતીને ભારે ન મારીશ. તારામાં જો જીવી જાણવાની શક્તિ ન હોય તો પ્રથમથીજ રસ્તો માપ. બિચારા આત્માને હેરાન ન કરીશ. આત્માની ઉન્નતિ માટે તો તને અમૂલ્ય મનુષ્ય-દેહ દીધો છે, જ્યારે તું તેને વેડફી દે છે. એમાં તને શો લાભ? જરા વિચાર? હજી ઘણો સમય છે. જાગ્યા ત્યાંથી સવાર ગણી ચોતરફ નજર ફેંક. વિસરાએલો માર્ગ સંભાળ ને જીવન જીવી જાણ!

દુનિયામાં રહી કંઇ કરવું નહિ અને ઉપરથી બીજાને ભારરૂપ થવું, આના કરતાં આપઘાત કરવો વધારે સારો છે.



**The duty of the man must be for the others.**

**One who goes regularly to the temple is not fit for being a religious man. But he who knows himself and all is a true religious.**

માણસના જીવનમાં જેટલી આહારની જરૂર છે; તેટલી જ ધર્મની જરૂર છે. ખોરાક શરીરનો પોષક છે, જ્યારે ધર્મ આત્માનો પોષક છે. તેમ છતાં માણસ, જીવનમાં ખોરાકને જેટલું અગ્રસ્થાન આપે છે, તેના હજારમા ભાગનું પણ ધર્મને નથી આપતો. આટલું તો તમે દુનિયાના નહિ જેવા અનુભવથી પણ જાણી શકશો.

જીવનનો સાચો શણગાર ધર્મ છે.

હું દુનિયા ઉપર ચાલતા વિવિધ ધર્મોની વાત નથી આલેખતો. અને એવા ધર્મોની ચર્ચામાં પણ પડવા નથી માગતો. કારણ, હું ધર્મોને નથી ઓળખતો, એટલે એમ ન ધારીશ કે હું ધર્મોને તિરસ્કારૂં છું. ધર્મો પ્રત્યે તેમજ તેના કર્તા પ્રત્યે તો મને પહેલેથીજ ઘણું માન છે; પરંતુ તેનું પાલન કરનારાઓ તરફ વેરભાવ છે. પ્રત્યેક ધર્મના પ્રત્યેક પાલકો આજકાલ ગરમાગરમ ચર્ચામાં ઉતરે છે, છેવટે કુથલી કરતાં શીખે છે, તેમાંથી અહંપણું ઉદ્ભવે છે અને છેવટે દ્વેષીલા બને છે. દ્વેષી બન્યા એટલે એકબીજાને નાબૂદ કરવા તનતોડ પ્રયત્નો આદરે અને તેમ કરવા પોતાના ધર્મના અનુયાયીઓને પ્રોત્સાહન આપે છે. છેવટે એનું મૂળ કલેશ અને કલેશમાંથી છેવટે બલિદાન. પુરાણા ઇતિહાસોમાંથી તમે બલિદાનનો મહિમા સહેલાઇથી શોધી શકશો.

ધર્મમાં ધતિંગ ન હોવાં જોઇએ. આજ કાલ તો ધર્મમાં ધતિંગ સિવાય કાંઇ નથી. અમુક ધર્મવાળાને અમુક પહેરવેશ પહેરવો અને અમુકને અમુકજ. એકેય ધર્મમાં આવું તો શોધ્યું જડતું નથી. ધર્મને વળી શણગાર શા? ધતિગ નહિ તો બીજું શું? વળી અમુક દેશમાં જન્મેલા માણસે અમુક જ પહેરવેશ પહેરવો અને અમુક જ ધર્મ પાળવો. ન પાળે તો સમાજ તેને હડધૂત કરે. પછી ભલે તે મોટો જ્ઞાની હોય. વાચક, તું ગમે તે ધર્મ પાળતો હોય તેની મારે ચિંતા નથી. કારણ હું બધાય ધર્મને માનનારો છું. બધા એકજ થડનાં ડાળાં છે. સર્વમાંથી

એકજ તત્ત્વ તરી આવે છે; પરંતુ આપણી માયાવી આંખોમાં તે જુદા જુદા રૂપે દર્શન દે છે.

ખરો ધાર્મિક કોણ? જે નિયમિત મંદિરે જાય તે? ધર્મનો ઝંડો ધારણ કરી ફરે તે? કે પછી દેવોનાં પૂતળાં આગળ સારી વાનીઓ ચઢાવી તેમનું સેવન કરે તે? આ સિવાય ચાલુ જમાનામાં ખરા ધર્મિષ્ટનાં બીજાં લક્ષણો ખાસ કંઇ નથી. કદાચ હશે તો મારી નજર બહાર. વાચક તેવા લોકોને તું ખરા ધાર્મિક સમજતો હોય તો આજથીજ તારી શંકાને દૂર કરજે. તેમનું નામ પણ ના સંભાળીશ. તેઓ તો ધર્મને નામે ધતિંગ કરી ધુતી ખાનારા છે. દુનિયા એને ધાર્મિકોની ઉપમા આપે છે. કંઇ ઉપાય નથી. એજ દુનિયા જ્યારે જાગૃત થશે, ત્યારે એજ ધાર્મિકોને ધાડપાડુઓના નામથી સંબોધશે.

વાચક, કોઇ પણ વસ્તુને વધારવાનો મને જન્મથીજ શોખ નથી. તે ઉપરાંત હું મોટો લેખક નથી કે જેથી નાનાને મોટા રૂપમાં આણવાની મારામાં શક્તિ હોય. હું તો એક અગાધ મહાસાગરમાં હજારો મગરમચ્છોમાં ફરતું એક નાનકડું માછલું છું. પરંતુ મોટાઓના સમાગમમાં રહે તે કદાચ મોટો તો ન બને, પણ તેનામાં અમુક ગુણો તો આવેજ. તે પ્રમાણે મેં આપના સમક્ષ મારામાં જે કંઇ ધાર્મિક જ્ઞાન હતું તે જણાવ્યું. બાકી રહેલું હવે જણાવું છું.

આ દુનિયામાં માણસ ચાહે તે ધર્મને પાળી શકે છે.

પછી ભલે તે હિંદુ હો યા મુસ્લીમ હો, કુદરતને મન સર્વ સરખા છે.

ધર્મને નામે અત્યારે દુનિયામાં હજારોની મિલકત સડી જાય છે; તેમ છતાં મૂર્ખ માનવીઓ તેમાં વધારો જ કર્યે જાય છે. એક તરફ દેશમાં બેકારી, જ્યારે બીજી તરફ ધર્મને નામે હજારોનું પાણી થાય છે. આંખો આગળ તરવરતા ભૂખમરાને ઠોકર લગાવી, ધર્મની બાબતમાં હજારોની રકમ ભરવી, અને ધર્મનો ઝંડો લઇ ધાર્મિક બની ઘૂમવું. આનું નામ તે ધર્મ? ઇશ્વરના દરબારમાં આવા ધર્મને સ્થાન નથી. એની આંખોમાં તો તારા સર્વ ધતિંગની પ્રતિમા પડેલી જ હોય છે. મુખમાં રામ અને બગલમાં છુરી રાખી તમે ધાર્મિક બનો છે, એ એની નજર બહાર નથી, પછી તું ગમે તે ધારે.

ધર્મ આપણાથી હસ્ત વડે પકડી શકાય, કે નયન વડે જોઇ શકાય તેમ નથી. ફકત નીતિવાનજ તેને કંઇક અંશે જોઇ શકે છે, સંપૂર્ણ તો નહિ જ. આ દુનિયામાં માણસને ધર્મધારી થવાની જરૂર નથી; પરંતુ પોતે માણસ છે, સર્વમાં શ્રેષ્ઠ છે, પોતાનામાં કુદરતે બીજાના કરતાં કંઇક વધારે બુદ્ધિ બક્ષી છે, તેને અનુસરી આ દુનિયામાં મનુષ્ય તરીકે પોતાની ફરજો સમજી જીવન વ્યતિત કરવું, એનું નામ ધર્મ. હજુ ન સમજાય તો નીચેની કવિતા ધ્યાનથી વાંચી જા.

ધર્મના ઢાંગી થઇ, દુનિયા મહી ફરતા ફરે,
પણ ધર્મ એ શી ચીજ છે, તે લેશ નવ મનમાં ધરે;

ધર્મની ખોટી બડાઇ, ધારણ કરી એ ઘૂમતા,
પણ આખરી અંજામ તેનો, નવ કદી વિચારતા.
સચવાણી સચકૃત્યો, એ બધું અળગું મૂકી
પણ ધર્મની ચિઠ્ઠી લગાવી, પેટ પોષણ યાચતા;
ધર્મની ચર્ચા મહી, અવરોધ પેદા થાય છે,
મિત્ર ભૂલી મિત્રતા, અંતેજ વેરી થાય છે.



Mother! Mother's love is a mother,
Can not be compared with other.
Mother's feelings for the son,
None can utter, but the one.

માતા! માતાના પ્રેમનું સાચું સ્વરુપ એજ માતા છે. એની સરખામણીમાં ઉભું રહેવાની આ દુનિયાની એક પણ વ્યક્તિમાં લાયકાત નથી. પછી તારે મન ગમે તે હો. હું તો તને જણાવીશ કે માતાના મુખમાંથી પુત્ર પ્રત્યે બોલાએલો એકજ શબ્દ જેટલો પુત્રને આશ્વાસન રૂપ થઇ પડે છે, તેટલો બીજી વ્યક્તિથી બોલાએલો નથી થઇ પડતો. અને તેથીજ કહું છું કે માતા અજોડ છે. આથી વધુમાં તું આગળ ઉપર વાંચી શકશે. અહીં નીચે આપેલી માતાના મુખમાંથી બોલાએલી, પુત્ર પ્રત્યેની વાણી તું ધ્યાનથી વાંચી જજે.

મારા બાલુડા હો બાલ, તને મેળવ્યો મેં મહાકાળ,
આજ લગી રહી એકલવાઇ, વિતાવ્યો મહાકાળ,
પ્રભુ કૃપાએ તું આવીઓ, ઉજાળ્યાં મારાં દ્વાર.
મારા બાલુડા૦

નાજુક કાયા નૂર ભરેલી, જોઇ જોઇ હરખાતી,
નાચતાં હસતાં નયન વદન જોઇ, ઉરે આનંદ લેતી,
મારા બાલુડા૦

તારા વિના હતો સંસાર સૂનો, હવે થયો રસ માતો,
સમાજથી હું તો આનંદ પામી, હૈયું હવે હરખાતું,
મારા બાલુડા૦

કહું છું તુજને ગોદમાં લઇ, કરજે રૂડાં કામ,
વ્હાલી માતાના વહાલને ખાતર, ફરજે ઠામેઠામ,
મારા બાલુડા૦

દેશને માટે દાનજ દેવા, આપજે તારા પ્રાણ,
પવિત્ર કાયા પવિત્ર રાખી, લેજે જગતની લ્હાણ.
મારા બાલુડા૦



**Beauty does not lie in outward appearance, but it lies in manners. Beauty is a part of heathiness or a natural gift.**

જીવનમાં ઘણા મનુષ્યો સુંદરતાને અગત્યનું સ્થાન આપે છે. સુંદર દેખાવા માટે ઘણા ઘણા પ્રયત્નો આદરે છે. બેશક જીવનને સુંદરતાની જરૂર છે; પરંતુ કયા પ્રકારની સુંદરતા એ વિષે કહેતાં હું એટલું જ જણાવીશ કે બનાવટી સુંદરતા નહિ પણ આત્મીય સુંદરતા અથવા કુદરતી.

આજકાલ જગતમાં કુદરતી કે આત્મીય સુંદરતાને કોઇ જોતું જ નથી. આખી માનવ જાત બનાવટી સૌન્દર્ય પાછળ રચીપચી રહે છે. અને તેને વધુ ને વધુ દીપાવવા તનતોડ પ્રયત્ન કરે છે. પરંતુ ક્યાં ખબર છે કે, સુંદરતા

એ તો ઇશ્વરી બક્ષિસ છે એમાં તું એક પામર મનુષ્ય શો વધારો કરી શકવાનું હતું? અને કદાચ તું તેમ કરીશ તો તે દીર્ઘ સમય માટે ચિરંજીવી તો નજ બને. તો પછી તારો સમય શા માટે તું તેની પાછળ વેડફી દે છે?

જ્યાં જ્યાં આરોગ્ય છે, યૌવન છે ત્યાં સુંદરતા આપો-આપજ હોય છે. સુંદરતા અને આકર્ષણ તેનાજ ભાગો છે. એના બદલામાં જો શરીર રોગી હોય, મન વિકૃત હોય, સ્વભાવ સ્વાર્થી, ચીઢીઓ કે અહમ્ પ્રેમી હોય, તો આ બધુ કપડાંની ટાપટીપ કરી વિવેકની ઠાવકાઇ રાખી, અને હલનચલનનાં નખરાં વધારી, કદાચ તેને ઢાંકી, તેની મારફતે સૌન્દર્ય આણ્યું હોય તો કેટલાક ભૂખ્યા લોકો એ ચમકદમકથી, સુંદર ઠાઠમાઠથી આકર્ષિત થશે. પરંતુ અનુભવી, ઉચ્ચ ચારિત્રવાન અને સ્વચ્છ અભિરૂચી વાળા લોકો એ બધા ફોગટ પ્રયાસ જોઇ જરૂર દુઃખીજ થશે.

સુંદરતા કુદરતી બક્ષિસ છે.



**Be a student**
**of your observation of nature.**

**It's easy to be a man of artificial beauty, but it's difficult to be a man of natural beauty.**

પામર મનુષ્ય, તારે તારી જિંદગીનું સાર્થક સાધવું હોય તો આજથી જ ધન કમાવાની નીચ વૃત્તિને તિલાંજલી આપ. આથી કદાચ તારા મનમાં પ્રશ્ન ઊઠશે કે એમ કરી પેટપોષણ ક્યાંથી મેળવવું? તેના જવાબમાં હું એટલું જ જણાવીશ. પેટપૂરતું મેળવ અને કુદરતને અનુસરી તારૂં જીવન ગાળ.

આ પ્રસંગે લોકો જરૂર તને હસશે. કારણ, આ તો પૈસાનો જમાનો છે. પૈસાની મોહનીમાં મશગુલ બનેલા

સજ્જનો તને ગાંડો કહેશે, તેથી કંઇ તારે શરમાવાનું નથી. તું તેમના તરફ તે વખતે ભાષણ આપવા ના બેસીશ; પણ એટલુંજ તેઓની સમક્ષ કહેજે, "અરે! ઓ ધન કમાવાની નીચ, શુષ્ક પ્રવૃત્તિમાં પરોવાયેલા પ્રવીણ પુરુષો, હસશો મા? નિરર્થક અનંત ધમચકડ, નિરસ સ્વાર્થી વિચારો, સંકુચિત ઉર્મિ વિનાનાં હૃદયો એજ જીવનનો હેતુ હોય તો નર્ક શા કામે સર્જાયું હશે? દુનિયાની સ્વાર્થી પ્રવૃત્તિમાં પણ કાવ્યમય જીવનનાં અમૂલ્ય રસઝરણાં વહે છે, તેને શોધી ત્યાં સંતોષ મેળવો. આ અરણ્યમય સંસારમાં પણ સ્વર્ગની લહેરો આવશે. શેલીના રસસાગરમાં નિર્બંધ હૃદય-પ્રવાહમાં નહાવું. સૃષ્ટિસૌન્દર્યના સત્ત્વ સરખા સૂરોની તાલબદ્ધ લહરીઓના ડોલનથી, ભાતભાતના અદ્ભુત કુદરતી રંગોએ આત્માને ઉજ્જવળ કરવો એજ જીવનનું સાર્થક. આમ ન બને તો જીવન જાનવરને પણ છે.

"જીવન ઝોલે ઝુલવા, કંઇ ઉરમાં આશા ધરે,
પણ જીવન ઝેર કરી નિરાશાને નોંતરે."

આના કરતાં પહેલેથીજ કુદરતી સૌન્દર્યોનો ભોક્તા તું થા. જો કે તેમ કરવું ઘણુંજ કઠીન છે. એના ભોક્તા તો કોઇ વિરલાજ બની શકે. ધારે તો તું પણ વિરલો બની શકે, પછી તારી મરજી.

## No life without wife.

સાચેજ પત્ની વિનાનું જીવન સહરાના રણ જેવું છે. બધાને મન આ પ્રમાણે નથી. ઘણાને પત્ની વિનાનું જીવન વસંત ઋતુ જેવું લાગે છે, પણ આવા તો દાખલા હજારે એકાદ નજરે પડી આવે છે.

સંસારની શોભા સ્ત્રી છે. જેના મનમાં સ્ત્રી પત્યે માન નથી, તેણે આ સંસારમાંજ ન રહેવું જોઇએ. કારણ, તેમનામાં સ્ત્રીઓનાં હૃદય પારખવાની શક્તિ નથી, સ્ત્રીને જોવા સ્ત્રીના હૃદયની જરૂર છે.

અહીં હું સ્ત્રીને પત્નીના રૂપમાંજ આલેખું છું.

. જીવનમાં પત્ની પતિને માટે ચાર જુદી જુદી દિશાએ પોતાની ફરજો બજાવે છે. તારી ચઢતીના સમયે તે તારી પત્ની તરીકે રહે છે. તારી પડતીમાં એજ પત્ની તારો

જીગરજાન દોસ્ત બની રહે છે. તારા આખાયે જીવનમાં ભોજન ટાણે માતા બની રહે છે. અને સાધારણ જીવનમાં બેન તરીકે રહે છે. એજ સ્ત્રીને આજકાલ ચાલુ જમાનામાં પુરુષ વર્ગે હલકામાં હલકી પંક્તિએ મૂકી છે. તેના કારણ રૂપ સમાજ છે, જેને તું આગળ ઉપર પૂરેપૂરો વાંચી શકશે. હાલ તો ટુંકમાં જણાવું છું. ઘણાં યુવાન યુવતીઓ કમરજીએ સમાજનાં બંધનોના અંગે માતાપિતાના દબાણથી સંસારમાં જોડાય છે. અંતે સંસાર, સંસાર મટી દાવાનળ બને છે. જીવનમાંથી સાચો રસ ચાલ્યો જાય છે. જીવન શુષ્ક ગ્રીષ્મ ઋતુમાં તપતા અરણ્ય જેવું બની જાય છે. છેવટે અસહ્ય તાપથી તપેલા આત્મા શાન્તિ મેળવવા માટે કુદરતનો આશરો શોધે છે.

હવે તને પ્રશ્ન થશે કે લગ્ન કયારે કરવું? એના જવાબમાં હૃદય હૃદયને શોધે ત્યારે. સમાજની કે માતા પિતાની શોધથી શોધાએલા હૃદય સાથે નહિ.

જો કે સ્ત્રી પુરુષ જુદાં છે; એટલે કે તેમનાં શરીર, નહિ કે હૃદય. તેમનાં હૃદય તો એક જ છે. બન્નેનાં હૃદય એક જ પ્રકારની લાગણીથી ભરાએલાં છે. માટે લગ્ન કરતા પહેલાં વિચાર કરજે.

**There is a vast differance between the bad habits of the body and those of the mind.**

**But bad habits of the body are always better than those of the mind.**

વ્યસનોને પણ જીવનની સાથે સારૂં સગપણ છે. માણસનું જીવન શરૂ થાય છે ત્યારથી વ્યસનો પણ શરૂ થાય છે.

કોઇ કહેશે કે મારામાં કોઇ પણ પ્રકારનું વ્યસન નથી, તો તે અસત્ય બોલે છે એમ જાણવું. કારણ તેને તેનામાં જે છે તે જણાવવાનું વ્યસન છે.

દુનિયામાં પૂર્ણ કોઇ નથી. કંઇ નહિ અને કંઇક પ્રકારની કુટેવ હરકોઇને હોય છેજ. કેટલીક દેખીતી છે, જે હરકોઇની દૃષ્ટિએ સહેલાઇથી પડે છે. જેવાં કે ચા,

બીડી, ગાંજો, દારૂ, ભાંગ, અફીણ વગેરે. આવી કુટેવોના ભોગી દુનિયાની દૃષ્ટિએ વગોવાઇ જાય છે; જ્યારે છાની કુટેવોવાળા દુનિયાની નજરે ઉચ્ચસ્થાન ભોગવે છે અને ભોગવી રહ્યા છે. જેવાં કે ખરાબ નીતિ, અભિમાન, ઉગ્ર સ્વભાવ, સ્વાર્થીપણું, અહંભાવ અને વિવેકભ્રષ્ટ. આ સઘળી કુટેવો દુનિયાની આંખમાં જલદી નથી દેખાઇ આવતી. કારણ તે જોવાની દૈવી આંખો દુનિયાની પાસે નથી. તેની પાસે તો મનુષ્યની આંખો છે. તેનાથી પણ જો તેઓ જરા ઊંડા ઉતરીને જુએ તો ઉઘાડી કુટેવો કરતાં છાની કુટેવો ઘણીજ હાનિકર્તા છે.

ઉઘાડી કુટેવો શરીરને દમે છે; પરંતુ કોઇ કોઇ વખત શાન્તિ પણ બક્ષે છે. આત્માને જો કે હાનિકર્તા છે પરંતુ નહિ જેવી. એ બીજાને જરા પણ પીડિતરૂપ નથી; જ્યારે છાની કુટેવો શરીર તેમજ આત્મા બંનેને ક્ષીણ બનાવે છે. હવે આત્મા ક્ષીણ થયો એટલે સમજવું કે આખુંયે જગત ક્ષીણ થયું. ક્ષીણ આત્માવાળો મનુષ્ય, મનુષ્ય મટી જંગલી બને છે. હવે જંગલી બન્યો એટલે માણસ સમાજને પીડનાર પ્રાણી. એના સમાગમમાં જે જે આવે તે હેરાનજ થવાના. કોઇને સુખી કરવાની તેનામાં શક્તિ નથી, વિચાર નથી, અને કલ્પના પણ નથી.

હવે વાચક, તને સમજાશે કે ઉઘાડી કુટેવો સારી કે છાની? કદાચ તું બન્નેનો ભોગી હોઇશ તો હકાર ભણીશ, અને એકાદનો હશે તો અવરને વખોડીશ. હવે મારો વિચાર દર્શાવું: મને તો એકેય પસંદ નથી. બંને દુષ્ટ

છે. એટલે દુષ્ટનું સેવન કરવાથી સારાં ફળ તો ન જ પ્રાપ્ત થાય.

વાચક, જો કદાચ તું જીભનો કે મદ્યપાનનો રસીઓ હશે તો તને પ્રશ્ન ઉઠશે કે બસ જીવનમાં સારૂં ખાવું નહિ, મજેદાર પીણાં ન પીવાં. આના વિના કેમ ચાલે? જીવન શુષ્ક બની જાય. હવે આના જવાબમાં હું એટલુંજ કહીશ કે તને ફાવે તે પી, ખા અને ભોગવ. એમ કરતાં મનને શાન્તિ મળે છે, એનો મને પણ અનુભવ છે. જીવનમાં તેની પણ જરૂર છે; પરંતુ જરા ધ્યાનમાં લેજે કે તું જે કંઇ ગ્રહણ કરે તે કુટેવ તરીકે નહિ, કેવળ આનંદ ખાતર લેજે. વ્યસનોનો તું ગુલામ ના બનીશ પણ તેમને તું તારા ગુલામ બનાવજે. જો તું ગુલામ બન્યો તો જીવન ધૂળમય જાણજે. અને જો તેમને ગુલામો બનાવીશ તો જીવન સાર્થક થયું સમજજે.

વ્યસની વ્યસનમાંજ ફના થઇ જાય છે.



**Quarrel is the easiest step for going to the way of an adversity, yet we cann't leave it, because our minds are not under our control.**

પડતીના પંથે સંચરવાનું સહેલું અને પહેલું પગથિયું કંકાસ. અહા! કેવો શબ્દ! કાનને સાંભળતાં પણ અપ્રિય લાગે છે! તો જ્યારે તેનું પ્રત્યક્ષ દર્શન થતું હોય ત્યારે શું? તમને જરૂર દુઃખ થવાનું. તમે તેને ધિક્કારવાના જ. પરંતુ તમારા પોતાનામાં તે છે એને ભૂલી જવાના અને તમે જાણે ડાહ્યાડમરા જેવા હો એવો દેખાવ કરવાના.

કંકાસ કોઇનાથી દૂર નથી. દરેકનામાં તેનો થોડો ઘણો અંશ તો રહેલો જ છે. કોઇનામાં વધુ, કોઇનામાં સ્હેજ. પરંતુ છે તો દરેકનામાં જ. કોઇની અજાણમાં હોય છે, જ્યારે કોઇની જાણમાં હોય છે.

કંકાસનાં મૂળ તો ઘણાં જ છે. દરેકને જાણવાની જરૂર નથી. અહીં હું મુખ્ય જણાવું છું. કામ, ક્રોધ, મોહ અને માયા. જેના શરીરમાં ચારમાંના એકનો વાસો હોય ત્યાં

કંકાસ પણ જરૂર હોવાનોજ. એ ચારમાં મુખ્ય મોહ અને માયા છે, અને તેને કંકાસમાં ફેરવનાર ક્રોધ છે. કંકાસનું મુખ્ય સાધક એજ ક્રોધ, જે માણુસના જીવનને ઝેરરૂપ બનાવે છે, આત્માને ભ્રમરની માફક કોતરી ખાય છે અને છેવટે માણુસને પાપકુંડમાં હડસેલી ચાલ્યો જાય છે. એજ ક્રોધ કંકાસનું ધોળી મૂળ. તેને પહેલેથીજ કાપી નાખવામાં આવે તો બીજાં આપોઆપ ખસી જશે.

કંકાસથી આજ સુધીમાં કોઇ સુખી થયો નથી, એ જણાવવાની જરૂર નથી. કારણુ એજ કે કંકાસથી તારી માતૃભૂમિ અત્યારે આ સ્થિતિમાં આવી ગઇ છે. છતાં હિંદ-વાસીઓની આંખ ઉઘડતી નથી. તેઓ તેની પ્રવૃત્તિમાં વધારોજ કર્યે જાય છે, એ તો કોઇથી અજાણુ તો નહિજ હોય?

જ્યારે બે રાજ્યો વચ્ચે કંકાસ, જુદી જુદી કોમો વચ્ચે અને મોટાઓમાં પણુ કંકાસ હોય, તો પછી ગામડાંમાં હોય, તેમાં નવાઇ પામવા જેવું કંઇ નથી. જ્યાં જ્ઞાની ગોથાં ખાય છે, ત્યાં અજ્ઞાનીનો તો હિસાબજ શો? એ બિચારા તો જ્ઞાનીઓના પ્રવાહમાં તણાએજ જાય. માટે પહેલું ચેતવું એ જ્ઞાનીની ફરજ છે. જે રસ્તે જ્ઞાનીઓ જાય તે રસ્તે અજ્ઞાનીઓને જવાનો જીવન-સિદ્ધાંત હક છે. માટે જો જ્ઞાનીઓ પોતાની આંખ ઉઘાડી કંકાસને પોતાના હ્રદયમાંથી જરાક દૂર કરે તો હિંદની આઝાદી એની જાતે બારણાં ઠોકતી ચાલી આવે.

❧

**Once you have to go alone, leaving all these charming things of this world. Nobody is to come with you but your well doings.**

પામર મનુષ્ય, ક્યાં સુધી ગફલતમાં ગૂંથાએલો રહીશ? જરા તો આંખ ઉઘાડી ચોતરફ દૃષ્ટિ ફેંક? અને તારા અંતરાત્માને પ્રશ્ન કર કે આ બધો દુનિયાનો દમામ શાને લઇને? ફક્ત એક પાપી દેહને માટે?

અરે ઓ ઢોંગી દેહધારીઓ, એમ ન ધારતા કે આ મનોહર ચન્દ્ર શાળા જેવી દુનિયામાં તું સદાને માટે મોજ માણવા સર્જાયો છે? ત્યાંજ તું ભૂલ કરે છે. તારે પણ એક દિવસ અજાણ્યા પંથે જવાનું છે. તે વખતે તારી સાથમાં કોણ આવશે? તારા કુટુંબી? તારી અખૂટ સાહ્યબી? નહિ. તે તો અહીં ને અહીંજ રહેવાનાં. છેવટે તારી સાથમાં એક બાજુ ધર્મ, બીજી બાજુ પાપ. એજ તારા જીવનના સાથી. તેમાંના પાપને તું પહેલેથી વિદાયગીરી આપજે. કારણ એ તારો નિમકહરામ સાથી છે અને પાપ માણસને નર્કે લઇ જનાર એક યમદુત છે.

**From the beginning to the end, the different kinds of prestures come one by one. If you do not take care at every moment, you will be spoiled soon.**

માણુસ જન્મે છે ત્યારથી તેના ઉપર દબાણોના થોકે-થોક હોય છે. જરાક ઊંચો થવા જાય છે, ત્યાં તો કંઇ ને કંઇક દબાણનો તરાપો તેના તરફ તણાતો આવતો જ હોય છે.

કુદરતે આટલાં બધાં દબાણ માનવજાત ઉપર કેમ નાખ્યાં? એ જ કંઇ સમજાતું નથી. એમ જાણી તું દબાણો નીચે સદા દબાઇ ના રહીશ. જો તું તેમ કરીશ તો દુનિયા તને દબાવ્યે જ જશે. દુનિયા તરફ દૃષ્ટિ કર. મને તો એમ

લાગે છે કે દુનિયાના હૃદયમાંથી દયાદેવી લુપ્ત થઇ ગઇ હશે; નહિ તો આમ ન બને. આવી સ્થિતિમાં તારે શા માટે તેવાં દબાણ નીચે દબાઇ રહી દુનિયાની દયા ખાવી? બેશક નહિ.

તું જન્મ્યો ત્યારથી તારા ઉપર પહેલું તો વાતાવરણનું દબાણ. એ તો જો કે સહેલાઇથી તું પાર કરી શકીશ. બાલપણમાં આ વિના બીજું દબાણ માતાપિતાનું છે; પરંતુ માતાપિતાનું દબાણ કોઇને સાલતું નથી. ઘણા તો જિંદગી-પર્યંત પણ તેમના દબાણ તળે રહેવા ઇચ્છે છે; પરંતુ કુદરતની ઇર્ષાથી તે જલદી નાશ પામે છે. આ ઉપરાંત માતાપિતાનું દબાણ કોઇ કોઇને અસહ્ય પણ થઇ પડે છે. કારણ, માતાપિતાની સમાજ તરફની અંધશ્રદ્ધા.

માતાપિતાના દબાણ નીચે જ્યાં સુધી માણસ રહે છે ત્યાં સુધી તે વસંત ઋતુમાં મ્હાલે છે. ત્યાર પછીની સ્થિતિનો મને અનુભવ નથી.

માતાના વ્હાલસોયા ખોળામાં બાલપણ તો જોતજોતામાં પાણીના રેલાની માફક વહી જાય છે. પરંતુ જ્યારે યુવા-વસ્થામાં પ્રવેશ કરીશ ત્યારે, એક નવુંજ દબાણ તારા ઉપર આવશે. તેજ રુઢિચુસ્ત સમાજ.

જો તેનાથી તું ચેતીશ તો તેનું જોર તારા ઉપર જરાય નહિ ચાલે. પરંતુ સત્તા આગળ શાણપણ કોનું ચાલ્યું છે? કોઇનું નહિ. તે ઘણુંજ કઠિન કામ છે. એટલે આ દબાણના દાબમાંથી તો કોઇકજ વીરલો બચી શકે છે.

પરંતુ બચનાર દુનિયા તરફથી કંઇ સંતોષ નથી મેળવી શકતો. કારણ, દુનિયા સમાજના બંધનોથી બંધાએલી છે. હવે તને સંતોષ ન વળે તો ભલે; પણ આવા બંધનોથી બંધાયેલી દુનિયામાં તું તેની સાથે ભળી જઇ તેવો ના થઇશ.

હવે ચોથા દબાણ તરફ જઇએ. એજ કુદરત. જો તું કુદરત વિષે એમ માનનારો હશે કે "કુદરત તો પાપીઓનાં પાપ છૂપાવવા માટે કલ્પિત વ્યક્તિ છે." તો મારે તને કંઇ કહેવાનું જ નથી રહેતું. પરંતુ જો તું કુદરતને માનનારો હશે તો તેનું ભાન તને બાલપણમાં નહિ થાય. યુવાવસ્થાએ તું કુદરતને જોતાં શીખીશ. કંઇ પણ કામ કરવા જતાં તારી સમક્ષ કુદરત ખડી થશે, આથી તે પણ એક દબાણરૂપ છે. પરંતુ આ દબાણ નીચે રહેવું અગર ન રહેવું તે તારી મરજીનો વાત છે. પરંતુ એટલું ધ્યાનમાં લેજે કે કુદરતી દબાણમાં એક મોટામાં મોટો ગુણ સમાયેલો છે. જો તું તે દબાણ નીચે રહીશ તો બીજાં દબાણો નીચેથી મુક્તિ મેળવવાની તારામાં શક્તિ આવશે. અને જો કુદરતને તરછોડીશ તો દરેક દબાણ તને તારા આખા જીવનમાં દબાવ્યે જ જશે. હવે તને પસંદ પડે તે કર. આ સિવાય બીજાં દબાણો મારી જાણમાં નથી.



**Where there is a love, there lies unhappiness, (It is meant for an educated) And where there is a passonate love, there lies happiness (It is meant for an uneducated.)**

જીવનમાં જ્યાં જ્યાં સ્નેહ છે ત્યાં ત્યાં દુઃખજ ભરાયેલું છે. કદાચ તને આ નહિ સમજાય. કારણ સ્નેહમાં દુઃખ જેવું કંઇ જણાઇ આવતું નથી. તું તો એમજ કહીશ કે સ્નેહ હોય તોજ આ દુનિયામાં સુખી રહેવાય. સત્ય છે. સ્નેહ ઉપર તો આખો સંસાર ચાલે છે. છતાં પણ છેવટમાં દુઃખજ સમાયેલું છે. ધારો કે તમે અજાણ્યા દેશમાં ગયા, ત્યાં સ્નેહથી કોઇના માનીતા થયા. હવે તમારે તેને છોડવાનો પ્રસંગ આવ્યો તો? તો તમને એકદમ ભૂતકાળ સાંભળશે, કે મેં આ સ્નેહ ના બાંધ્યો હોત તો સારૂં. એજ સ્નેહ તમને તે વખતે સોયના અણીની માફક ભોંકાશે. વાચક, હવે સ્નેહમાં દુઃખ છે કે સુખ? તું માને તે.

વધારેમાં આજકાલ કેટલાક સ્નેહને નામે મોહમાં ઝંપલાવે છે. તેઓને સ્નેહની ખબરજ હોતી નથી. તેઓ તો પોતાનું સુખ મોહમાંજ માને છે. હવે મોહ તો દુનિયામાં સર્વ સ્થળે આગળ ને આગળ હોય છે. મોહને વશ થએલા ભુતકાળને કદી સંભારતા નથી અને ભવિષ્યને જોતા પણ નથી, આથી એમને માટે દુઃખ જેવું કંઇ નથી.

## Love is God

પ્રેમી જનને પાળવા પ્રેમ અમૃત સિંચતો,
પાળનાર જો હોય તો કુદરતને હંફાવતો.

જીવનમાં કોઈક વખત તો રળિયામણી રાત્રિએ તું આકાશને ચુંબન કરતા તારલાઓને (ના નિહાળ્યા હોય તો હવે નિહાળજે) નિહાળ્યા તો હશે જ. તે વખતે તારા હૃદયમાં પ્રેમની ઝંખના પણ જાગી હશે. તેની સાથે જ તારૂં મગજ પણ અકળાઈ ગયું હશે, અને પ્રેમ શું છે, તેને પિછાનવા માટે તલસી ઉઠયું હશે. તું તો પિછાનતાં પિછાનીશ પણ મને મારી ફરજ બજાવવા દે.

પ્રથમ પ્રેમ એટલે શું? પ્રેમનું સ્થાન કયાં? પ્રેમ કોઈ વસ્તુ છે? તેની ગતિ શી? તેની અસર શી? આ સઘળા પ્રશ્નોનો જવાબ હું તારી સમક્ષ નીચે પ્રમાણે રજુ કરૂં છું.

પ્રેમ! પ્રેમ એ તો અલૌકિક છે. કુદરતી અમૂલ્ય

બક્ષિસ છે. પ્રેમ એટલે જેનો તમે સારા યે સંસારમાં ડગલે ને પગલે લ્હાવો લઇ રહ્યા છો. જો પ્રેમ જેવી વસ્તુ આ દુનિયામાં નહોત તો શું થયું હોત તેની કલ્પના કરવી પણ યોગ્ય નથી. ધારી ધારીને આંખો ફાડીને જુઓ, ભાઇભગિની, માતાપિતા, સગુંવહાલું અને સર્વ જગત એ સર્વમાં પ્રેમ કેવું સ્થાન ભોગવી રહ્યો છે. પ્રેમ જીવનમાં તેમજ જગતભરમાં, નાનામાં તેમજ મોટામાં, પ્રાણીઓમાં તેમજ પંખીઓમાં કેવી અવનવી રીતે વણાઇ રહ્યો છે, તે હવે આપોઆપજ સમજાશે. પરંતુ અત્યારના જમાનામાં પાટા ઉપરથી ગાડી ઉતરી પડી છે. પુત્ર પિતાને હણવા તૈયાર થયો છે. દેશ દેશને ભક્ષવા તૈયાર થયો છે. પરંતુ આ રીતે તો પ્રેમનો દૂર્વ્યય થાય છે.

અહા! કેટલું સુંદર પ્રેમનું સ્થાન! જેને મલિનતા, કઠિનતા, પાપાત્મા અને ભ્રષ્ટ હૃદય જરા પણ સ્પર્શી શકતાં નથી. હંમેશાં પવિત્ર આત્માઓનીજ શોધમાં તે તો ફર્યા કરે છે. પવિત્ર અંતઃકરણવાળા યુગલોમાં, માતામાં, પિતામાં ભાઇમાં, ભગિનીમાં અને સર્વમાં પ્રેમનું સ્થાન છે, પણ પ્રમાણ તેનું એક સરખું નથી. આપણું હૃદય શુષ્ક વેરાન જેવું નથી, એ તો સુંદર વાડી છે. વરસાદનાં ફોરાં પડતાં જ વાડીના કુમળા છોડો કિલકિલાટ કરી ઉઠે છે, એમ હૃદય પણ કોઇ વખત સુંદર વસ્તુને જોતાં નાચી ઉઠે છે, અને તેમાંથી પ્રેમના અંકુરો સ્ફુરે છે.

આ દુનિયામાં પ્રેમ કોઇ વસ્તુ નથી. તેને આકાર નથી. એને જોઇ શકાતો નથી અને સ્પર્શી શકાતો નથી.

સાધારણ માણસને પણ આવા વિચારો આવે અને તે કબુલ પણ કરે. ખરેખરી રીતે પ્રેમને બધાંજ રૂપ છે, પરંતુ તે અનુભવવાની શક્તિ આપણા પાપી દેહમાં નથી. આપણાં માયાવી ચક્ષુથી તે દૂર ને દૂર ભાગે છે. તેને માટે તો દિવ્ય ચક્ષુની જરૂર છે. પાપી આત્માથી પણ તે બીતો ફરે છે, એને માટે તો પવિત્ર આત્માની જરૂર છે. આપણ કાયર હૃદયથી તે કંપી ઉઠે છે, તેને માટે તો આર્દ્ર હૃદયની જરૂર છે. આ સર્વ વગર પ્રેમનો મેળાપ કરવો એ આકાશ-કુસુમવત છે.

પર્વતની ભેખડમાંથી નીકળતું ઝરણું જેમ થનથનાટ કરતું વહે છે, તેમ પ્રેમનો પ્રવાહ સતત વહ્યા જ કરે છે. ફેર એટલોજ કે ઝરણાને તમે ગમે ત્યાં વાળી શકો છો, જ્યારે પ્રેમનો પ્રવાહ તેની ઇચ્છાનુસાર તેને યોગ્ય લાગતું હશે ત્યાંજ વહેશે. જો તેના માર્ગમાં એક વખત કોઇ વિઘ્ન નાખે તો જીંદગીભર તે સુચીત રસ્તે નહિજ જાય. પ્રેમ જે અસર કરે છે તે અસર હજારો હથીઆરો પણ નથી કરી શકતાં. એકજ પ્રેમપૂર્ણ વાક્ય દુશ્મનના હૃદયમાંથી અમૃત વરસાવે છે. એજ પ્રેમ નિર્બળને સબળ બનાવે છે; એજ પ્રેમ શત્રુને મિત્ર બનાવે છે, અને ભૂતકાળમાં એજ પ્રેમ પત્થરની મૂર્તિઓ ડોલાવી ગયો છે. હાલમાં એજ પ્રેમ જો કે બીજા રૂપમાં હિંદને દોરી રહ્યો છે. એ દોરનાર તે એકજ અજીત સાધન પ્રેમ અથવા અહિંસા.

❦

**The earth is as the greatest garden and men are as the flowers. There are different kinds of plants and flowers.**

**After all, our fore-father is God. So we must live unitedly as the flowers and plants live in the garden.**

વાચક, આ મારી દુનિયારૂપી ફૂલવાડીને બરાબર જોજે.

આજકાલ વીસમી સદીમાં તો તું ફૂલવાડીઓ હરેક સ્થાને જોઇ શકીશ. કદાચ તું તેનો રસીઓ હશે તો તારા નિવાસ્થાનમાં પણ તેં તારી પોતાની ફૂલવાડી રચી હશે. અને તેમાં તું કંઇક નવા જ પ્રકારનો આનંદ માણતો હશે.

પણ....આ મારી ફૂલવાડી તો બધાનાથી તદ્દન જુદી જ

છે. કોણ જાણે તને ગમે કે ન પણ ગમે. કારણ એ ફૂલવાડીનો રસ તો કોઇ નવીન વ્યક્તિ પી જાણે છે. તારા મારા જોવાથી તે ન બને. જો કે બને તો ખરૂં. પણ જેમ કમળના ફૂલનો રસ લેવા ભ્રમર ગોંધાઇ રહે છે, તેમ આપણે કરવું જોઇએ. પરંતુ આપણામાં તેમ કરવાની શક્તિ નથી.

એ નવીન રંગોથી રંગાએલી, ભાતભાતના ફૂલોથી ભરાએલી અને કંઇક અનેરીજ સુગંધ પાથરતી બીજી નહિ પણ આ જ દુનિયા છે, જેમાં તું હરહંમેશ આમતેમ આંટા માર્યાજ કરે છે. પરંતુ કોઇ દિવસ તેં એની લટકતી ડાળીઓને કે ખીલતાં અથવા તારા પગ નીચે છુંદાતાં ફૂલોને જોયાં છે? ક્યાંથી જુવે. એ જોવાને તારી પાસે આંખજ ક્યાં છે? કદાચ હશે અને જોયાં હશે તો પણ એને વ્યવસ્થિત કરવાની તારામાં શક્તિ નથી. ભલે! એનું સૌન્દર્ય તારાથી ન લૂંટાયું પરંતુ એ સૌન્દર્યમાંથી ફેલાતી સુવાસ પણ તું નથી લઇ શક્યો. પછી આ મારી ફૂલવાડી તને ક્યાંથી જણાય. તારી આંખોએ તો તે કૉલસા વાડીજ જણાય, કે જેની તપાસ કરતાં આંખજ ન ફેરવવી પડે.

વાચક, એ તારી તેમજ મારી ફૂલવાડીમાં એકજ જાતનાં ફૂલ નથી. તેમાં અનેક જાતનાં ફૂલ વિવિધ રંગથી રંગાએલાં છે. જો તેમાં ગુલાબના જેવાં સૌંદર્યના નમુના રૂપ અને સાથે સાથે ઉચ્ચ પ્રકારની સુવાસથી પણ ભરપૂર છે. અને વેલીના ફૂલ જેવાં નકામાં પણ છે કે જેનો કંઇ

ઉપયોગજ ન થાય. જો કે તેમાં કંઇક સુંદરતા તો છેજ. તે ઉપરાંત સાધારણનો તો હિસાબજ નથી. મારી દૃષ્ટિએ તો હું આ મારી ફૂલવાડીને ત્રણજ ભાગમાં જોઉં છું. તારી દૃષ્ટિએ તને ફાવે તેટલા ભાગમાં તું જોઇ શકે છે.

આ મારી ફૂલવાડી ઉપર જણાવી તે. તેમાં હું પણ ફૂલ છું અને તું પણ. હું તો હજુ ત્રીજા વર્ગનું છું. અને તું કદાચ ત્રણમાંથી એકમાંનું તો હશેજ. સાથે સાથે જેમ ફૂલોના ત્રણેય ભાગ સરખા નથી, તેમ અહીં પણ છે. જો પહેલા વર્ગમાં ઘણીજ જુજ સંખ્યા છે (મહાપુરુષો), બીજા વર્ગમાં ઠીકાઠીક છે (મધ્યમ વર્ગ) અને ત્રીજો વર્ગ તો ખીચોખીચ ભરપૂર છે. રહેવાને પણ પૂરતું સ્થાન નથી મળતું. પહેલો અને બીજો વર્ગ તેમના તરફ બેદરકાર છે. જાણે કુદરત પણ બેદકાર રહી તેમાં વધારોજ કર્યે જાય છે. આવી સ્થિતિમાં બિચારા પશુઓની માફક પોતાનું જીવન ગમે તે ઉપાયે નિભાવી રહ્યા છે. તેમના સામું પણ જોવાની કોઇને પુરસદ નથી. વાચક, તું તો જોજેજ. બીજાની આશાએ તું ના બેસી રહીશ.



**It's an universal truth, that the thing which we love, always lives far and far and which we do not love always comes nearer to us.**

હવે હું તને થોડીક શંકાઓ દૂર કરી બતાવું.

દુનિયાનો એક ચમત્કારી બનાવ છે. જેને આપણે ચાહીએ છીએ તે આપણને નથી ચાહતું, અને જેને આપણે નથી ચાહતા તે આપણને ચાહે છે. તને પ્રશ્ન તો થશે જ કે આમ કેમ બને? તે તને જણાવું. આપણને તો શું પણ દરેકને અતિ પ્રિય વસ્તુ પોતાનો જીવ છે. તેને સર્વ કોઇ ચાહે છે, જ્યારે તે આપણને જરાય ચાહતો નથી. ગમે તે પ્રસંગે ગમે તેવા સંજોગોમાં આપણને છોડી ચાલ્યો જાય છે. હવે આ દુનિયામાં આપણને જો પૂરેપૂરા દીલથી કોઇ ચાહતું હોય તો ફક્ત માતા અને કુદરત એજ છે. આ બેને પૂરા પ્રેમથી પાળ્યાં હોય એવો મેં આજ સુધીમાં કોઇ વીરલો નથી જોયો. અને કદાચ જો કોઇનાથી તે પ્રમાણે થયું હશે તો તેને લોકો પ્રભુ તરીકે માને છે, પરંતુ આવા દાખલા તો ભાગ્યેજ મળી આવે છે.



**Broken hearts may be single but theycan never get the same charm as they were before.**

કાચ અને મન એક વખત તૂટયા પછી ફરી મૂળ સ્થિતિમાં નથી આવી શકતાં, જો કે ઘણી વખત આપણે ભાગેલા કાચને ગરમ કરી સાંધીએ છીએ અને સંતોષ મેળવીએ છીએ. પરંતુ સાંધ્યા પછી જણાઇ આવતા સાંધાને આપણે ભૂલી જઇએ છીએ, બીજી રીતે કદાચ તેનો રસ કરી આપણે સાંધી શકીએ. પરંતુ તેમ છતાં તે મૂળ સ્થિતિમાં છે એમ ન કહેવાય. કારણ તેના નાના અણુઓ ગમે ત્યાં ફેરવાઇ જાય છે. આપણી આંખોએ તે માલમ નથી પડતા. તેજ પ્રમાણે મનની સ્થિતિ છે.

એક વખત જુદાં પડેલાં હૃદયો ફરી કોઇ કાળે મૂળરસ નથી અનુભવી શકતાં. કદાચ અમુક પ્રયાસ પછી આપણે તેમને મૂળ રૂપમાં જોઇ શકીએ છીએ. પરંતુ કાચની માફક તે સાચી સ્થિતિમાં નથી માટે એ બેને તોડતા પહેલાં બરાબર વિચાર કરજો.



**All the faces are not equal,**
**As well as the actions,**
**As well as the results.**
**Then why should we worry about our happiness.**

તમે આ દુનિયામાં ઘણાજ દુઃખી હો, તમારા ઉપર ઉપરા ઉપરી દુઃખનાં વાદળ ઘેરાઇ વળ્યાં હોય, અને ચારે તરફથી નિરાશાનાજ સમાચાર સાંભળતા હો; છતાં પણ આવા કટોકટીના પ્રસંગે તમે તમારા દુઃખની કહાની બીજાને ન સંભળાવશો. કારણ બીજા તમારૂં દુઃખ ઓછું વહોરી લેવાના હતા? અને કદાચ વહોરે તેમ હોય તોજ બીજાને પોતાનાં દુઃખ સંભળાવવાં.

એક તો આપણે દુઃખી છીએજ. વળી આપણા દુઃખની બીજાને જાણ કરી તેને શા માટે દુઃખી બનાવવો? બીજાને દુઃખ થાય એ સ્વભાવિક છે. જેમ આપણા મનને દુઃખ થાય છે, અને તે જ્યારે આંખ જુવે છે ત્યારે તે પણ રડે છે. માટેજ તારી દર્દભરી કહાની બીજાઓને સુણાવી તેમના હૃદયોને દુઃખી ના બનાવીશ.



**If you are unhappy at that time you are able to get the pleasure by seeing the lower one.**

પામર મનુષ્ય, દુઃખ દુઃખ પોકારી, કુદરતને નિંદતો આમ લમણે હાથ દઇ ક્યાં સુધી બેસી રહીશ? જરા જો. આ દુનિયામાં તને એકલાને ઇશ્વરે દુઃખી નથી બનાવ્યો. તારા જેવા તો હજારો દુઃખી જીવો આ માનવ મહાસાગરમાં ભમી રહ્યા છે. પણ એ જોવાની તને ક્યાં ફુરસદ છે? તું તો તારા મનથી "હું દુઃખી છું; બસ હું જ દુઃખી છું; મને જ કુદરતે દુઃખી બનાવ્યો છે." એમ બક્યા કરે છે. આ રીતે કેટલા દિવસો જશે? જીવન તો ચાર દિવસનું ચાંદરણું છે. તો પછી શા માટે નિરાશ વદને લોકોને દુઃખી દુઃખી કહેતો ફરે છે? જરા મોંઢા ઉપર સ્મિત ફરકાવ. તારાથી વધારે દુઃખી હોય તેમને જોઇ

સંતોષ મેળવ. માનવીના આગળ તું તારૂં મસ્તક ના નમાવીશ. નમાવે તો કુદરતનેજ નમાવજે.

જગતમાં બધા દુઃખી હોત કે બધા સુખી હોત તો જગત અત્યારે આ સ્થિતિમાં નહોત. ધાર કે આ દુનિયામાં પરમેશ્વરે બધાને ધનવાન બનાવ્યા હોત તો તારૂં મારૂં સાંભળવા કોણ તૈયાર થાત? કોઇ નહિ. એટલે જીવન રસહીન બની જાય. એના કરતાં જે છે તેજ ઠીક છે.

જો કે દુનિયામાં કોઇ કંઇ લઇને નથી અવતરતું. પરંતુ સંજોગોવસાત્ કોઇને થોડું તો કોઇને વધારે મળીજ આવે છે. પછી શા માટે આપણે બીજાની ઇર્ષા કરવી? નહિજ. આપણને પણ કુદરતે આપવાનું હતું તે આપ્યું છે અને બાકી હવે આપશે. માટે પાસે જે હોય તેમાંજ પુરૂં સુખ માનવું.

તારા કરતાં તારા સર્જનહારને તારા તરફની વધારે ચિંતા છે.

દુઃખ અને સુખ એ તો જીવનનાં અણમોલાં રત્ન છે. તેનાથીજ મનુષ્ય પાકો બને છે. દુઃખમાં મનુષ્ય સત્યના પંથ શીખે છે. બાકી સુખ એકલું તો માણસને નર્કે લઇ જનાર છે.



**Healthy body is helpful in life but smooth tongue is more than that of the body.**

શરીરને કેળવણી આપવા કરતાં માણુસે જીભને કેળવણી આપવી જોઇએ. કદાચ પ્રશ્ન થશે કે જીભને કેળવણી આપવાથી શું વળે? જીભ તો વગર કેળવણીએ જ હરહંમેશ બોલવા માટે તૈયાર છે. જ્યારે શરીરને કસ્યું હોય તો કોઇક વખત પણુ આપણને ભયમાંથી બચાવે. આ પ્રમાણે માનવામાં તું ભૂલ કરે છે. કદાચ શરીરને કસી મજબૂત બનાવ્યું તેથી કદાચ દસ વીસ કે પચીસને પૂરો પડી શકે, પરંતુ સહીસલામત તો નજ રહી શકે. જ્યારે જીભને કેળવણી આપી હોય ત્યારે હજારો દુશ્મનોને પોતાની પાસે નમતા જોઇ શકાય. આથી કદાચ પ્રશ્ન થશે કે આ તો નામર્દની નિશાની. તો હું કહું છું, કે કોઇને હણીને તેના ઉપર જીત મેળવવી એ યોગ્ય કે તેને જીવતદાન આપી જીત મેળવવી તે યોગ્ય? વાચક! તું જ વિચાર કર. વાણી ઉપર કાબુ મેળવવો એ નાના છોકરાની રમત નથી. શારીરિક કાબુ મેળવનારા તો ઘણા જ છે પણ આત્મિક કાબુ મેળવનારા ભાગ્યે જ જણાઇ આવે છે.

વાણી માધુર્ય એ મોટામાં મોટું અજીત શસ્ત્ર છે. જેનાથી માણુસ ચાહે તેને પોતાનો કરી શકે. જ્યારે શરીર મજબુત પણ કટુવાણીથી સજ્જ થએલું હરહંમેશ દુશ્મનો તરફજ લઇ જનાર અને તેમાં વધારો કરનાર છે. માટે વાચક! બંનેનો યોગ્ય વિચાર કરી તારી સફળ શરૂ કર.



**If the whole world may hate you, yet you should not speak a single word to him; but go silently on your way.**

આજથીજ તું તારા કાનને દુનિયા તરફથી સંકેલી લે. એની સારી નરસી બાબતોમાં જરા પણ ભાગ ના લઇશ. એ તો દંભી છે, એની સાથે તું દંભી ના બનીશ; પણ તું સારો થજે એટલે તે આપોઆપ સારી દેખાશે.

એની પાસે ન્યાયજ નથી. એ તો બે પાસની ઢોલકી બજાવે છે. માટે જો તું સમજે તો તેનું જરા પણ ના સાંભળીશ. તને ફાવતું જ તું કરજે. પીઠ પાછળ તું ગમે તેવું સાંભળે છતાં પાછો વળી જોઇશ નહિ.



## Really the Rich are not happy.

જો તું દુનિયામાં પૈસાદારોને સુખી માનતો હોય તો તેમાં તારી ગેરસમજુતી છે. પૈસાદારો કદી સુખી હોતા જ નથી. તેમના મનમાં હંમેશાં વધારે પૈસાદાર થવાની લાલસા સમાયેલી છે, જેને લઇને તેઓ નાણું કરજે ધીરે છે. હવે જે માણસ વ્યાજે નાણું ધીરે તે કદી સુખી હોઇ શકે નહિ. કારણ નાણુંનાં ડબલ નાણું બનાવવામાં તેનું મન હરહંમેશ ગુંથાએલુંજ રહે છે. એના મનને એક પળ વારની પણ શાંતિ નથી મળતી. પછી બોલ તેને કઇ રીતે સુખી જાણવો? તું ધારે તે.



## One who lives in the same possition at an even moment is really a happy man.

હવે હું તને ખરો સુખી કે પવિત્ર કોણ તે સમજાવું: જેને મન સુખ દુઃખ બન્ને સરખાં છે. જે કંઇ સારૂં

કરવાથી ફુલાઇ જતો નથી અગર નરસુ બનવાથી હિંમત હારી જતો નથી. પરંતુ ગમે તેવા સંજોગોમાં પોતાના મનને એકધાર્યો નદીના પ્રવાહની માફક વહેવડાવે જાય છે. હજારો જાતનાં સંકટો માથા ઉપર ઝઝુમી રહ્યાં હોય છતાં પણ તેના મુખ ઉપર એકજ પ્રકારનું સ્મિત ફરકી રહે છે.

હર્ષ અને શોકમાં તે જરાય ભેદ જોતો નથી. જેનું મન હંમેશાં ઉમદા વિચારોથીજ ભરાયેલું રહે છે, તેજ ખરો સુખી છે. જો કે દુનિયાની દૃષ્ટિએ તે સુખી છે એમ નથી જણાતું, પરંતુ અજાણ્યો તો કહેજ કે તે સુખી છે.



**Health is wealth but mind is also wealth; and therefore be careful about your body and mind.**

**There is a relation between body and mind.**

માણસના જીવનમાં જો સારામાં સારો લાભ જોવા જઇએ તો તે તેના શરીરનો. જો શરીર બધી રીતે સારૂં હોય તો સર્વ લાભ. જેમ લોહચુંબકની તરફ લોઢાની નાની નાની કરચો તણાઇ આવે છે તેમ તે પણ તણાઇ આવત. પરંતુ જ્યાં લોહચુંબક ઉપર કાટનાં પડ બાઝ્યાં હોય ત્યાં

તે શી રીતે ખેંચી શકે? તેવી સ્થિતિ આપણા શરીરની પણ છે.

અત્યારના જમાનામાં શરીરની કોઇને પડી નથી. અત્યારે તો પૈસા ઉપર ધામધૂમ ચાલી રહી છે. શરીર જ્યારે ત્યારે એક વખત બળવાનું જ છે એમ ધારી મૂર્ખ માનવી અનેક રીતે પૈસા કમાવાની લાલસામાં પડે છે. પણ એમ નથી ધારતો કે હું કોના માટે પૈસાનો સંગ્રહ કરી રહ્યો છું? જેના માટે તું તેમ કરે છે, એ તો તું છે. જ્યારે તારામાં તો આરોગ્યનો છાંટો પણ નથી, કે જેનાથી તું સુખી જીવન ગાળી શકે અને હજુ શરીર તરફ તો બેદરકારજ રહે છે.

એ કારણ સંતોષનું જ છે. તારામાં સંતોષ નથી. હવે જેને સંતોષ નથી તે કદી સુખી થઇ શકતા નથી. અસંતોષી માણસને સંતોષવા તમે માગે તે આપો છતાં પણ કંઇ ને કંઇ મેળવવાની તેને ઇચ્છા થશે જ. પછી સુખની શોધમાં વગર જાણે આખુંયે જીવન ગાળે તો પણ શું? પરંતુ જો સંતોષરૂપી મહાધનને તે પોતાનું કરે તો દુઃખની પળો આપોઆપ પોતાને પંથે ચાલી જાય.



**Manner and unmanner are the two ways in this world. A man has to follow one of them.**

દુનિયાના બે પંથ—એક નીતિ બીજો અનીતિ. માણસ જન્મ્યા પછી જ્યારે તેનામાં સાધારણ સમજણ આવે છે ત્યારે બેમાંથી એક પંથે પ્રયાણ કરે છે. જો કે એને તો બંને પંથે સંચરવાનું યોગ્ય લાગે છે; પરંતુ એક માણસના બે પગ બે રસ્તે કયાંથી જઇ શકે? છેવટે પોતાને મન ગમતા બેમાંથી એકનું ગ્રહણ કરે છે.

નીતિના પંથે જનારા ઘણા થોડા જ મુસાફરો છે. તેમાં મોટે ભાગે ગરીબોનો જ સમાવેશ થાય છે. નીતિના પંથે ચાલવું એ ગરીબોનો જીવન સિદ્ધાન્ત છે. કારણ, તેઓ સારી રીતે સમજે છે કે પોતે ગરીબ છે, અને જો અનીતિના પંથે જઇશું તો ગરીબાઇમાં વધારો થશે.

હવે અનીતિના પંથે તો આજકાલ ઘણા મુસાફરો પોતાની સફળ પૂર ઝડપે કરી રહ્યા છે. તેમાં ખાસ કરી તવંગર વર્ગનો સમાવેશ થાય છે. દુનિયામાં નીતિનો પંથ તો તેમણે જોયો જ નથી. ઘણી વખત તેમને જોવાનો પ્રસંગ તો આવે છે; પણ તે વખતે તેમની તવંગરશાહી ભાન ભુલાવે છે. છેવટે એ જ તવંગરશાહી તેમને અનીતિના પંથે હડસેલી ચાલી જાય છે. વાચક, તે વખતે અનીતિના

પંથે પ્રયાણ કરનાર પથિકની કેવી હાલત થાય છે તે તો તું તરતજ સમજી શકીશ. કદાચ તેં જોઇ પણ હશે. મેળવેલી કીર્તિ ઉપર પાણી અને છેવટે કુતરાની તોલે. જ્યારે એક સાચો નીતિવાન ભલે ગરીબ હોય છતાં પણ એક દિવસ દુનિયાની નજરે પૂજાવાનોજ. "દુનિયા ધનને નથી પિછાનતી; પરંતુ માણુસને પિછાને છે." જો કે આ સુત્ર હાલના જમાનામાં ખોટું નીવડ્યું છે, પણ છેવટમાં દુનિયાને તેના વિના છુટકો નથી.



**Let harsh words come from others, but you keep silence. Never utter harsh words from your mouth.**

તારા ઉપર ચોતરફથી હજારો અરૂચિભર્યાં શબ્દોનો મારો થાય, તોપણ તું તારી જુબાનથી એક પણ અરૂચિભર્યો શબ્દ ના બોલીશ. મૂગે મોંઢે સર્વને તારા હ્રુદયમાં ઉતારજે. એમાંજ ખરી મોટાઇ સમાયેલી છે, એમાંજ તારી ઉન્નતિ છે.

તારા અંગત સ્નેહીઓ તરફ પણ કદી તું તેવા શબ્દો ના ઉચ્ચારીશ. કારણ, હસતાં બોલેલા પણ અરૂચિભર્યાં શબ્દો સ્નેહીઓનાં કુમળાં હ્રુદયને વીંધી નાખે છે. તને કદાચ પ્રશ્ન થશે કે તે પ્રમાણે વર્તવાથી સ્નેહીઓને જરાય દુ:ખ નથી થતું. ત્યાં તું ભૂલ કરે છે. ધાર કે તેં તારી

સ્નેહી માતા કે પત્નીને હસતાં કડવું વચન સુણાવ્યું. હવે તે વાક્ય તેમના હૃદય ઉપર કેવી અસર કરે છે, તે જો તારામાં તારી દૃષ્ટિ છોડી એમની દૃષ્ટિએ જોવાની શક્તિ હોત તો તું જાણી શકત. માટે તેમ કરતાં પહેલાં તારે બીજાની દૃષ્ટિએ જોતાં શીખવું જોઇએ.



**While seeing towards the universe with the sight of equality, two-third of miseries will be vanished.**

જગતના માનવીઓ સમાનતાની દૃષ્ટિએ જુવે તો આ સૃષ્ટિ ઉપરનાં ત્રણ ભાગનાં સંકટો આપોઆપ દૂર થઇ જાય. પરંતુ તેમ જોવા પ્રયત્નજ કોણ કરે? સર્વ પોત-પોતાની સંકુચિત દૃષ્ટિએ જોવામાં ગૂંથાએલાજ રહે છે. બહાર શું ચાલે છે એ જોવાની તો જેને ફુરસદજ નથી. અરે! ઝોળી વારી ઘરેઘર ભટકતા, એક ઉદરમાંથી જન્મ પામેલા સગા ભાઇને નિહાળવાની જેને ઇચ્છા નથી થતી; તો પછી જાતિ ભાઇઓનાં દુઃખ જોવાની ઇચ્છા કયાંથી થાય?

અરે ઓ! અલ્પ જીવી માનવી! ઘર ખૂણે ભરાઇ રહી ભીંતોએ ટાંગેલાં અવનવાં ચિત્રો જોવાનો આ સમય નથી. ધનનો સંચય કરવાનો નથી, પણ મેળવેલા ધનનો ઉપયોગ કરવાનો છે. એ ધનના ઢગલાને સાચવવામાં અને વધારવામાં તું આજ સુધી જે મોટાઇ માનતો હતો તે

હવે ભૂલી જા. હવે જો તું ગફલતમાં રહીશ તો તારી સર્વ મહેનત ઉપર પાણી ફરી વળશે. કારણ, કંજુસની સાથે ધન કંજુસ થવા નથી ઇચ્છતું, અને લોભીની સાથે તે લોભી નથી થતું. લક્ષ્મી આજ સુધી કોઇની થઇ નથી અને થશે પણ નહિ. પણ મૂર્ખ, તું કયાં સમજે છે? તું તો તારી તારી કરી બણુગાં ફુંકે જ જાય છે. હજુ ચેત કે લક્ષ્મી બંધીઆર ઘરમાં રહેવા સર્જાએલી નથી. તેને તો ફરતું રહેવુંજ પસંદ છે.

તું તેને લોખંડની તિજોરીમાં કયાં સુધી જાળવી રાખીશ? તારા મરણ પછી તેનું શું? પછી તો તે કોઇ બીજાનીજ થવાની, અને તું તો જવાનોજ. તારા ભાગ્યમાં તેનો જશ કયાંથી મેળવવાનો હોય! હજુ ચેત, ચેતવાને સમય છે. જાગ્યા ત્યાંથી ફરી સવાર ગણ. દુનિયામાં સમાનતાની દૃષ્ટિએ જો અને જીવન ધન્ય કર.



## Be liberal to the poor, instead of being liberal to your flatterers.

તારા જીવનમાં તું ઉદાર બન; પરંતુ એટલું ધ્યાનમાં રાખજે કે તારા ખુશામતખોર મિત્રો તરફ તું જરા પણ ઉદારતા ના બતાવીશ. મિત્રોને ભેગા કરી જલસાઓ અને મોટી મોટી મિજબાનીઓ ઉડાવવી અને પછી "હું ઉદાર

છું" એમ કહેવડાવવું એ ઉદારતા ન કહેવાય. જગત એને માન્ય ક્યાંથી રાખે. એ તો ઉડાવપણું જ કહેવાય. ધરાયેલાઓને ધરાવવામાં ઉદારતા નથી રહેલી, પરંતુ ગરીબોની દર્દભરી કહાણી સુણવામાં અને તેને અમલમાં મૂકવામાંજ ખરી ઉદારતા સમાયેલી છે.

મોટાઓને તો સૌ કોઇ પિછાને પણ નાનાઓને પિછાનવામાંજ સાચી મોટાઇ રહેલી છે. હવે કદાચ જો તું ઉદાર બને તો મારી સલાહ ધ્યાનમાં રાખજે. તું તારાથી બની શકે તેટલી ઉદારતા બીજાના તરફ બતાવજે. પરંતુ કરજે નાણું લાવી કે જીવને જોખમમાં નાખી ઉદાર ના બનીશ. એમ કરવાથી તું તારો જીવ ગુમાવીશ, અગર તો તારેજ રખડવાનો સમય આવશે.

છેવટમાં એટલું પણ ધ્યાનમાં લેજે કે તારે જેના પ્રત્યે ઉદારતા દાખવવાની છે, તે જો તારા કરતાં કંઇક સારૂં કરી શકે તેમ હોય તો જરૂર તું તેને તારા આત્માના ભોગે પણ બચાવજે. એમ કરવાથી તું અપકીર્તિને નહિ પામે; પરંતુ સર્વનો માનીતો થઇશ અને પ્રભુના દરબારમાં પણ સ્નેહભર્યા સત્કારથી તને વધાવી લેશે.

## Now suppose that you are an atheist, then what?

હવે કદાચ જો તું પ્રભુને ન માનનારો હોય તો તને સમજાવું. આ દુનિયામાં પ્રભુને માનવાની જરા પણ જરૂર નથી. તે કોઇને મનાવવા આગ્રહ પણ નથી કરતો. એને તો તું સંભારે અગર ન સંભારે તો પણ તે જરાય વેરભાવની દૃષ્ટિએ નથી જોતો. તારે પ્રભુને માનવો અગર ન માનવો એ તારી મરજીની વાત છે.

આ દુનિયામાં તો આપણા માટે એટલું જ છે કે આપણે મનુષ્ય છીએ, સર્વમાં શ્રેષ્ટ છીએ, તો પછી આપણા માટેનાં કૃત્યો પણ સર્વમાં શ્રેષ્ઠ હોવાં જોઇએ. હવે તે પ્રમાણે આપણે કર્યે જતા હોઇએ, તો કોઇને માનવાની કે ઓળખવાની જરૂર નથી. કારણ, વગર વાંકે આ

દુનિયામાં દંડી શકવાની કોઇનામાં શક્તિ નથી. અને જો ઉપર્યુક્ત સલાહનું પૂરેપુરી રીતે પાલન કરે તો તું જ ઇશ્વરરૂપ બની જાય.

વાંચનાર! તું ભક્તિ તો સમજતો હઇશ. ભક્તિ એટલે જનસેવા : જો કે અત્યારના જમાનામાં સેવાને બદલે મેવા થાય છે. ભેખધારીઓ ભક્તિના નામે મંદિરે જઇ પરમાત્માના નામની મોટી મોટી બૂમો પાડી પોતાની જાતને જાહેર કરે છે કે હમો પ્રભુના સાચા ભક્તો છીએ. જાણે પ્રભુ કંઇ દૂર દૂર પર્વતોની ગુફાઓમાં કે ભીતરોમાં ભરાયેલા હોય તેમ જાણી મૂર્ખ માનવીઓ ઢોલ-નગારાંથી આખું વાતાવરણ ગજવી મૂકે છે. જો કે તેનો હું વિરોધી નથી. આનંદ ખાતર એ સઘળી વસ્તુઓ હોવી જોઇએ, પણ કુદરતને છેતરવા માટે તો નહિ જ. એને કોઇપણ વસ્તુની જરૂર નથી એ તો નાનામાં નાનો અવાજ પણ સહેલાઇથી સાંભળી શકે છે. મૂર્ખ! તું એને દૂર દેખે છે, પરંતુ એ તારાથી જરાય દૂર નથી. એ તો સર્વવ્યાપી છે.

આજકાલના જમાનામાં મુખમાં રામ અને બગલમાં છુરી રાખનારા ભક્તો ઘણા જ મળી આવે છે. મુખથી હરહંમેશ પરમાત્માનું ધ્યાન ધરવું, તેના નામની માળા જપવી, ભેખધારી વસ્રો સજવાં; પરંતુ મનમાં તો કેટલીએ જાતની ખટપટો ચાલતી હોય છે. મન તો મલિનતાઓમાં જ માલતું હોય છે. અને છેવટમાં નિયમિત સાંજ સવાર મંદિરે જઇ દેવની પધરાવેલી મૂર્તિઓને પણ છેતરવી.

તેના આગળ ઉપર પ્રમાણે જણાવેલા દેહથી ઘીનો દીવો અને તેજ હાથથી ગુંથેલાં ફૂલોનો હાર પ્રભુના ગળામાં. અરે મૂર્ખ! જેણે સૂર્ય, ચંદ્ર જેવા અખંડ પ્રકાશિત દીવા બનાવ્યા છે, એને તારા પાપી હાથના દીવાની જરાય ભૂખ નથી. અરે! જેણે જંગલોનાં જંગલો બનાવ્યાં છે તેને તારા તેજ હાથથી ચૂંટેલાં ફૂલોની પણ જરૂર નથી. કદાચ તને નહિ સમજાય. ક્યાંથી સમજાય? કારણ, તું જે કંઇ કરે છે તે ઇશ્વરની આગળ ઓછું કરે છે? તું તો પત્થરની મૂર્તિઓ આગળ તારાં સર્વ ધતિંગ આદરે છે. પણ ના ભૂલીશ, છેવટે એ પરમાત્માના નામની મૂર્તિ છે. એ તને સારી રીતે જોઇ શકે છે, તારા હૃદયને ઓળખી શકે છે; પરંતુ તું તારા કપટી હૃદયને લીધે એને નથી ઓળખી શકતો.

તારી આ રીતની ભક્તિ તને, અન્યને તેમજ પરમાત્માને જરા પણ કામની નથી. પ્રભુનું સ્મરણ કરવા કરતાં, સાચી ભક્તિ તો પ્રભુનાં સર્જેલાં સર્વ મનુષ્યો અને પ્રાણીઓ પ્રત્યે સમભાવમાં રહેલી છે. હવે સાચી ભક્તિ કોને કહેવી એ તારેજ વિચારવાનું.



## Man's motto lies in the happiness of others.

માણુસનું ધ્યેય એકજ છે કે જન્મથી મરણુ સુધી દુનિયામાં રહેવું, સર્વની સાથે સુખ અને આનંદમાં દિવસો વ્યતિત કરવા, જનસેવા કરવી, અને બીજાના દુઃખે દુઃખી થઇ તેને સુખી કરવા પ્રયત્ન કરવો. આ જ ફક્ત કુદરત તરફથી નિર્માણુ થએલી માણુસ માટેની ફરજ છે.

હવે જનસેવા કરવી એનો અર્થ સમજાવું. જનસેવામાં સમાવેશ થાય છે માતૃસેવાનો, પિતૃસેવાનો અને દેશસેવાનો. એ ત્રણુમાંથી પહેલું સ્થાન કોને આપવું એ વિચાર કરતાં ઘણી વખત આપણું મગજ પણુ કંટાળી જાય છે. છેવટે ગમે તે એક પ્રવૃત્તિમાં વગર જાણે ઝંપલાવે છે અને પોતે દુઃખી થાય છે; સાથે બીજાઓને પણુ દુઃખી કરે છે. એના કરતાં તું કંઇ ન કરે એ વધારે સારૂં છે. જો જીવનમાં પહેલી માતૃસેવા. જેણે વૃદ્ધાવસ્થામાં માતાની સેવા નથી કરી, જે માતાને રડતી મૂકી દેશસેવા તરફ દોરાય છે, તે કદી દેશનો ઉદ્ધાર કરી શકતો નથી. બધાનું મૂળ માતૃ-સેવા છે. જે માતૃસેવા કરી શકે છે, તેજ પિતૃસેવા કરી શકે છે અને જે પિતૃસેવા કરી શકે છે તેજ દેશસેવા પણુ કરી શકે છે. માટે માતૃસેવા એજ દેશસેવા છે અથવા જનસેવા છે. જેમ દાદરના પહેલા પગથીએ પગ મૂકયા

સિવાય ઉપરના પગથીએ પહોંચવાની આશા રાખી, શરીરની સંઘળેલી શક્તિ વાપરી, તેં કુદકો માર્યો, પણ તારો કુદકો ત્યાં ન પહોંચી શકયો અને તું જમીન સાથે પાછો પટકાયો, જેથી ફરી બેઠા થવાની પણ શક્તિ તારામાં ન રહી. તેજ પ્રમાણે ઉપરની બાબતોમાં પણ બને છે. આથી વધારેમાં તું દરેક પાના ઉપર તારા જે જે સાથીઓ દોરાયેલા છે તેમની મારફતે જાણી શકીશ.



Be the same and leave the noise,
Do work and be a wise,
Be busy and not be idle,
Do try and be an ideal.

દુનિયામાં ઐક્યતા સાધો. ઉંચનીચના ભેદને બાજુએ મૂકો. (કુદરતે આ દુનિયામાં કોઇને ઉંચનીચ નથી બનાવ્યા. છતાં પણ જો તારે તેમની સાથે વહેવાર ન રાખવો હોય તો ના રાખીશ; પરંતુ તેમના તરફ તું કદી નીચ દૃષ્ટિથી જોતો નહિ.) કુદરતને શરણ થઇ, તારા માટે નિર્માણ કરેલી ફરજો પૂરી કર. આળસને ત્યજી સદા ઉદ્યમી બન, અને આ માનવતાના મહાસાગરમાં આદર્શ થવા માટે પ્રયત્ન કર.



**All are the same in the eyes of God And he is the only Lord of all.**

કુદરતની આંખે સર્વ સરખા છે, એને ત્યાં પક્ષપાત નથી. પરંતુ પક્ષપાત છે માનવીના હ્રદયમાં. માનવી, ન ભૂલ! એ તારો પક્ષપાત ચિરંજીવ નથી રહેવાનો; કારણ કે છેવટે એનો ન્યાય કુદરતજ આપશે.

**It is an easy to be a principal of any institute, but it is difficult to be the principal of the mind.**

દુનિયામાં કોઇ પણ સંસ્થાના પ્રમુખ થવું એ સહેલું છે; પરંતુ પોતાના મગજ ઉપર પ્રમુખપણું ચલાવવું એ ઘણુંજ મૂશ્કેલ છે.



**Though you are dependent, your soul is not, it always lives free.**

દુનિયામાં તમને કોઇ પરાધીન કરી શકશે; પરંતુ તમારા આત્માને કોઇ તેમ કરી શકે તેમ નથી. આત્મા હંમેશાં સ્વતંત્રજ રહે છે, તે કોઇનાથી પરાધીન થઇ શકતોજ નથી.

**Let be the world salfish, but you never be such.**

સ્વાર્થ તણી છે સગાઇ,
જગતમાં સ્વાર્થ તણી છે સગાઇ.

ઘરમાં જોશો, બહાર જોશો,
જોશો વળી મેદાને,
ભૂત પૂરાણા પુસ્તકે જોશો,
જોશો વળી સંસારે.
જ્યાં જોશો ત્યાં સ્વાર્થની જાળ બિછાઇ,
જગતમાં સ્વાર્થ તણી છે સગાઇ.
સગું વ્હાલું ભાઇ ભગિની,
જરૂર જોઇએ ફરજ ભાગે,
સવારથ ખાતર આગળ આવે,
સમાપ્તે પૂઠ ફેરવી જાયે.
છે સ્વાર્થની સઘળે સગાઇ,
જગતમાં સ્વાર્થ તણી છે સગાઇ.

**If you are not happy in this world, it must be your own fault.**

જો તમે આ દુનિયામાં સુખી ન હો તો તે તમારોજ પોતાનો ગુનો હોવો જોઇએ. કારણ કુદરતે કોઇને દુઃખી થવા માટે નથી સર્જ્યાં. એને તો સર્વને સુખીઅવસ્થામાંજ જોવાના ગમે છે. પરંતુ તું તારી ગફલતમાં રહી જીવનની ઘણી અમૂલ્ય પળો ગુમાવી બેસે છે, પછી વાંક કુદરતનો કાઢે છે. તે વખતે કુદરત શું કરી શકે? કંઇજ નહિ. તારી ભૂલ તો તારેજ સુધારવાની અને સાથે સાથે કરેલી ભૂલો ભોગવવાની પણ તારેજ.

**The soul is your most valuable treasure of all other things in this world.**

દુનિયાની અખૂટ સાહ્યબી કરતાં માણુસનો આત્માજ ફક્ત કીમતીમાં કીમતી ખજાનો છે. જેના વડે તમે જીવનમાં ધારશો તે કરી શકશો. જીવનનું સુખ આત્મામાંજ ભરાએલું છે.

**It's quite wrong...........that a man says, "I have got nothing in this world, then how can I be happy? (Because man is the master of all.)**

કોઇ માણુસ એમ કહેશે કે આ દુનિયામાં મારી પાસે કંઇજ નથી, રહેવાને ઘર નથી, ખેડવાને જમીન નથી, અને લોકો પણુ મને સંઘરવા તૈયાર નથી. આવી સ્થિતિમાં હું સુખ ક્યાંથી જોઇ શકું? હું તરતજ જણુાવીશ કે તે અસત્ય બોલે છે. કારણુ તેની પાસે તેનું શરીર તો છેજ. ગમે તે માણુસ દિવસમાં અર્ધો શેર અનાજ મેળવવાને શક્તિવાન તો છેજ. તેમ કરવા છતાં હૃદય શાન્ત ન પડતું હોય તો દૂર દૂર મેદાનમાં જઇ ચોપાસ નજર નાખજે. લીલાં ખેતરો, સ્વચ્છ પાણીથી વહેતી નદીઓ, અને તારલાઓથી પ્રકાશી ઉઠતો તારા માથા ઉપરનો ઘુમટ, એ સઘળું

તારૂં જ છે. તેમાં તું ફાવે ત્યાં ફરી શકે છે. ત્યાંથી પણ તારૂં પેટપોષણ અને ચાર ફૂટ જમીન સૂવા માટે તને મળી આવશે. માણસના જીવનમાં એ બે સિવાય કાંઇ પણ વસ્તુની જરૂર નથી. તારે ત્યાં અનાજના મોટા ભંડાર ભરેલા હોય છતાં પણ તું તો અર્ધા શેરનોજ માલિક છે. તેં મોટા મોટા મહેલો વસાવ્યા હશે, છતાં તું સાંજ પડચે ચાર ફૂટનોજ માલિક છે. માટે અખૂટ સાહ્યબી જોઇ ફુલાઇ ના જઇશ. અભિમાનમાં અંધો ના બનીશ, પણ શાન્તિથી તારી આંખને દુનિયા તરફ ફેરવજે.

જ્યાં જ્યાં નજર નાખતો, ત્યાં ત્યાંજ ભારત ભાળતો,
ડગલે અને પગલે અહીં તહીં, રડતી ભારત દેખતો,
રોઇ રોઇ ચક્ષુ ખોયાં, એ એકલી સન્નારીએ,
પણ અશ્રુ લ્હોવા તે તણાં, નવ ધાઇ કોઇ સાહેલીઓ.
પુત્રો જણીને નૂર ખોયું, તાકાત તનમાં ના રહી,
સંતતિ વધારીચે ઘણી, તોયેય રડતી રહી ગઇ,
માતા ઉછેરે પુત્રને, નહિ જોવા તેના મુખને,
પણ વધારવા જશ આબરૂ, સાચવવા સન્માનને.
પુત્રો હતા જે પેટના, બેઠા થઇ હવે શેઠના,
પુત્રો મટીને પ્રેમથી, દુશ્મન બન્યા એ માતના,
કલ્પાંત કરતી એ ઘણું, હૈયું સદા સળગી જતું,
પણ ધાર્યું ધરણીધરતણું, નવ કદી મિથ્યા થતું.
ધારનાર ધરણીધર, બજાવનારો તુંજ છે,
તારા વિના એ ધારણાઓ પણ ફોક છે.

## Don't give your heart to any body, even your lover or beloved.

જો તું તારા જીવનને સુખમય બનાવવા ચાહતો હોય, તો મારા બે બોલ ધ્યાનમાં લેજે. "તું તારા સ્નેહીની પરીક્ષા કર્યા વિના તારૂં અંતઃકરણ ના આપીશ. કદાચ તને નહિ સમજાય. જો આ દુનિયામાં વિવિધ પ્રકારના સ્નેહીઓ છે. કેટલાક ધન લાલચું, કેટલાક તને હાજી હા કરનારા અને કેટલાક તને મોટો જાણી તારા સહવાસમાં રહેનારા. હવે જો તારે કદાચ સ્ત્રીમિત્રો હોય તો તેમાં પણ કેટલીક તારા ધનને લઇને, કદાચ તારા દેખાવડા શરીર અને સુંદર શણગારને લઇને, તારા તરફ તણાઇ આવતાં હશે. પણ તારા આત્માને તો કોઇ ઓળખતું જ નહિ હોય. છતાં તું તેમને તારા સાચા સ્નેહીઓ ધારે છે. કારણ તારામાં તેમને પારખવાની શક્તિ નથી. તું તો તેમને જોતાં જ મોહમાં ગરકાવ થઇ જાય છે. પ્રેમ પ્રેમ પુકારી છેવટે મોહાગ્નિમાં પડતું મૂકે છે. હવે અગ્નિમાં પડેલો કદી સહિસલામત બહાર આવી શકયો છે? તો પછી તેના જેવી જ તારી દશા.

હજુ તને ચેતાવું છું. જ્યાં સુધી બીજાનાં હૃદયને જોવાની તારામાં શક્તિ નથી ત્યાં સુધી તું તારૂં હૃદય બીજાને શા માટે અર્પણ કરે છે? જેને તું તારા સ્નેહીઓ માને છે, તે તારા સ્નેહીઓ તો છે જ, એમાં મારે જરા પણ વાંધો નથી. પણ એ સ્નેહીઓની મુદત તું જાણે છે? એ બધા તારી ચઢતીના સ્નેહીઓ અને તારી પડતીના પ્રસંગે તાળીઓ પાડનારા. હવે તને તારી પડતીના પ્રસંગે

સાથમાં વસનારા સ્નેહીઓની જાણ કરાવું. તેમાં અગ્રસ્થાને તારી વ્હાલસોઇ માતા, પછી તારી ધર્મપત્ની.

માતા અને પત્નીનો પવિત્ર સ્નેહ, તારી ચઢતીમાં તને જરા પણ સાંભળતો નથી. કારણ તું તારા મોહધારીઓના મોહમાં સદા ફરતો ફરે છે. અને ઘણી વખત તો તું એમ પણ ધારે છે કે તેજ તારા જીવનના સાચા સાથીઓ છે. પરંતુ જ્યારે તારા એ સાથીઓ તને મહાસાગરની વચ્ચે તણાતો મૂકી કિનારે જઇ હસે છે ત્યારે તારી આંખ ઊઘડે છે. તેજ ક્ષણે તું બીજી તરફથી કોઇ બે વ્યકિતઓને તારા તરફ આવતી જુવે છે, તને નવાઇ લાગે છે કે આવા ભયંકર મહાસાગરમાં આત્મભોગે મારી મદદે કોણ આવતું હશે? એજ તારી માતા અને સાથમાં તારી અર્ધાંગના. તું નિષ્ઠુર બને પણ એમનાં હૃદય કદી તેમ નથી થતાં. તું દુનિયાની દૃષ્ટિએ રસ્તાનો રખડતો ભિખારી બન્યો. છતાં પણ તેમના પવિત્ર સ્નેહ આગળ તું તો તેવો ને તેવો જ રહે છે. કારણ કે પૈસાદાર પુત્ર પણ જરા ઉદાસ હોય તો તે માતાથી જરા પણ નથી જોઇ શકાતું. તેણી તો પોતાના પુત્રને પૈસાથી પણ અધિક માને છે. હરહંમેશ હસતો જ જોવાની આશા રાખે છે. હવે પત્ની. ભલે પતિ ભિખારી હોય, ખાવા-પીવાના સાંસા પડતા હોય, છતાં પણ પતિવ્રતા પત્ની ભીની આંખો નથી જોઇ શકતી.

પ્રિય વાચક! તું જરૂર સ્નેહીની પરીક્ષા કરીને જ તારો સ્નેહ અર્પણ કરજે.



**Suppose you possess boundless property but you haven't got sense, then what is the use of all that property?**

તારી પાસે અખૂટ દોલત હોય પણ તે શા કામની? તારામાં તેને સારે રસ્તે વાપરી જાણવાની શક્તિ નથી. તારા હૃદયથી તું તેને દૂર કરી શકતો નથી. હૃદય તો માયામાંજ ભમ્યા કરે છે. પરંતુ આ ક્ષણિક દોલતને જરાય ભૂલતું નથી.

હવે ક્ષણિક વસ્તુનો જરાય વિશ્વાસ ન રાખવો. કારણ કે ક્ષણ વારમાં તે ચાલી જવાની છે. તો પછી શા માટે તું તેની સાથે તારો સંબંધ બાંધે છે? પહેલેથીજ તું તારા મનને કેળવણી આપ. મન એજ તારી છૂપી દોલત છે. જેનું મન ઉદાર નથી, જેના મનને દુનિયામાં સંતોષ નથી તેને ત્યાં અખૂટ ધનના ઢગલા હોય તો પણ શા કામના? પણ જેનું મન મોટું છે. જેના વડે જે બીજાની ગરીબાઇ તરતજ સમજી શકે છે. પછી ભલે તેની પાસે પાઇ પણ ન હોય. છતાં પણ તે પોતાના મનની પવિત્ર ઉદારતા

અને પવિત્ર વાણીથી તે ગરીબોનું દુઃખ બે ઘડી ભૂલાવશે જ. અને પોતે સંતોષનેજ મહાન ધન માનશે.

હવે સાચું ધન કોને કહેવું તે તને સમજાયું હશે. મનની ઉદારતા, વાણીમાધુર્ય અને જીવનમાં નમ્રતા એ ત્રણ જેણે પ્રાપ્ત કર્યાં એ ધનિકોનો પણ ધનિક છે. કારણ જેનામાં નમ્રતા છે એ સહેલાઇથી સર્વમાં પ્રિય થવાનો. હવે સર્વને પ્રિય વસ્તુ કદી ખોટી હોયજ નહિ. માટેજ કહું છું કે નમ્રતા એ કીર્તિને શિખરે પહોંચાડનાર જીવન-સાથી છે. હવે જેને ત્યાં કીર્તિનો વાસ છે, એને દોલતની જરા પણ જરૂર નથી. કારણ દોલત કીર્તિના હાથ નીચેની દાસી છે. જ્યાં કીર્તિ જાય ત્યાં એને જવુંજ પડે. વાચક, હવે મન, વાણી અને નમ્રતા એ સાચી દોલત કે પછી તું ધારે તે?



## Man is all power.

ઇશ્વર-સર્જક માનવીઓ સ્વતંત્ર હોવા છતાં પરતંત્રતાનો બોજો માથે મૂકી નાહકના હેરાન થાય છે. વાચક, તને કદાચ પ્રશ્ન થશે કે હું સ્વતંત્ર નથી. કારણ તારા ઉપર માતા પિતાનો દાબ, ઉપરીઅધિકારીઓનો, અને વધારેમાં પરદેશી ગવર્નમેણ્ટ. આમ હોવા છતાં તું ધારે તો સ્વતંત્ર થઇ શકે છે.

દરેક માણસ પોતાના મનનો રાજા છે. પરંતુ ધ્યાનમાં રાખજે: બીજાની ઉપર અધિપતિપણું ભોગવવું એ સ્હેલ,

જ્યારે પોતાના જ મન ઉપર સ્વામિત્વ મેળવવું એ ઘણુંજ મુશ્કેલ છે. એક દેશનો રાજા બીજા દેશના રાજા ઉપર અમલ ચલાવી શકશે પણ તેના મન આગળ તેનો અમલ પાછો પડશે. કારણ, તે બીજા દેશના રાજાના મનનો રાજા નથી. વધારેમાં જણાવું તો જે પોતાના જ મનનો રાજા છે, તે સર્વથી પર છે. તેના ઉપર રાજ્ય ચલાવવાની રાજાનામાં પણ સત્તા નથી. હવે કદાચ જો તું તેમ કરવા તૈયાર થાય તો મારા બે બોલ ધ્યાનમાં ધરજે. સહનશીલતા એજ મનનો રાજા થવામાં અગત્યનો ભાગ ભજવે છે માટે તું તેને તારી બનાવજે.



**Never be proud of the things, in your possession for once you have to go alone leaving all those things.**

અત્યારે તારા હાથમાં જે કંઇ હોય તે જો કે તારૂં તો છેજ, પરંતુ તેના વિષે તું જરા પણ અભિમાન ન ધરાવતો. લોકોના આગળ તેની પ્રશંસા ના કરીશ. કારણ અત્યારે જે તારા હાથમાં છે એના ઉપર ભૂતકાળમાં કેટલાય માલિક થઇ ગયા હશે, અને હજુ ભવિષ્યમાં કેટલાય થશે. તું તો કાલે સવારે આ દુનિયાને છોડી ચાલ્યો જઇશ. તારી સાથમાં તારી વસ્તુઓ નથી આવવાની. તે વખતે તેમના ઉપર તો કોઇ બીજી જ વ્યકિત પોતાનો અધિકાર ધરાવતી આવશે.



## If a man remember his past, all the poverty may be vanished.

આ દુનિયામાં મનુષ્ય જો તેના ભૂતકાળને ઓળખતો થઇ જાય તો તેના જીવનનાં અર્ધાં સંકટો આપોઆપ દૂર થાય. પણ ભૂતકાળમાં ભમવા કોણ નવરો છે? એજ કે જેના મનમાં બીજાની ચિંતા છે. જેના મનમાં કોઇ પ્રકારની ચિંતા નથી એ તો દરરોજ એનો વર્તમાનકાળ અવનવા રંગોથી રંગતો જ રહે છે. એની એ ધમાલમાં તો એના ભવિષ્યને પણ નથી સંભાળતો. પરંતુ નસીબ કોઇને છોડતું નથી. એની ચઢતી પડતીનો પ્રવાહ તો ચાલ્યા જ કરે છે.

હવે પડતીના વખતે જેણે ભૂત અને ભવિષ્યને નથી વિચાર્યો તેની કેવી કફોડી સ્થિતિ થાય છે, એ વાચક તારે જ વિચારવાનું રહ્યું. છેવટે એમનું નાવ પડતીના પ્રવાહમાં સમુદ્ર ભેગું જ થવાનું. ફરી કદાચ જો ભરતીના પ્રવાહમાં પાછું આવી જાય તો આવી જાય; નહિ તો સદાને માટે ડુબકી જ ખાવાનું. જો કે ફરી કોઇ કોઇ વાર ને કિનારા તરફ આવતું જણાય છે. તે પણ ઘણા લાંબા સમય પછી; કદાચ જો તે ભરતીના પ્રસંગે જાગતો હોય તો. અને જો તે વખતે ઝોકું ખાધું તો તે સદાને માટે ઝોકાં ખાવા જ રહી જવાના. માટે જો તું આવી સ્થિતિમાં હોય તો સાવધ રહેજે.

## Don't waste your time simply in talking and sitting.

કદી તું તારો સમય ખાલી હાથપગ પકડી બેસી રહેવામાં ના ગાળીશ. તેમ કરવાથી તને કોઇની કુથલી કરવાનું સૂઝી આવશે. તેમ નહિ તો તારા મનમાં ખરાબ વિચારો ઉત્પન્ન થશે. છેવટે તને કંઇ ચેન જ નહિ પડે. તું આળસુ બની જઇશ. જેમ લોખંડ કાટથી બગડે છે તેમ આળસથી તારા મનની નિર્બળતામાં દિવસે દિવસે વધારો થશે.

હવે નિર્બળ થએલા મનને શાન્તિ આપવા માટે કેફી પદાર્થો સિવાય બીજો ઉપાય નથી. આથી જરૂર તું કેફી પદાર્થો તરફ તણાવાનો. હવે એના પંજામાં સપડાએલો કદી સહીસલામત નહિ રહેવાનો. છેવટે તું અને તે બંને ફના થઇ જવાનાં. હવે જો તારે આ બધામાંથી છુટકારો મેળવવો હોય તો એક જ ચાવી છે. તે એ જ કે તું ગમે તે પ્રવૃત્તિમાં ઝંપલાવ એટલે તારો આળસરૂપી શત્રુ આપોઆપ રસ્તો પકડશે. પછી તારી મરજી. તને યોગ્ય લાગે તે કર.

## Great things have always small beginning.

આપણા મનમાં એક ખરાબ ગુણ ઘર ઘાલીને બેઠો છે. જો કે તેની તને જાણ નથી. તે તારા જ નોતરવાથી આવેલો છે. તે એ જ કે બીજાનાં મોટાં કાર્યો જોઇ તેવાં આદરવાની તારા મનમાં એક પ્રકારની તાલાવેલી થાય છે. જો કે આ ગુણ ખરાબ તો નથી પણ તે હદ ઉપરાંતનો નકામો છે. તને તારા ભરણ-પોષણના સાંસા પડતા હોય ત્યાં તું રાજા થવાનાં સ્વપ્નાં સેવું એ શા કામનાં? તારાથી રાજા થવાયે નહિ અને બીજા કાર્યમાં તું સફળ પણ નહિ થાય. માટે જે કંઇ મનમાં તું વિચારે, તે તારી શક્તિ પ્રમાણે વિચારજે. લાયક બન્યા વગર લાયકાત મેળવવાની વાત ન કરતો. અને જો લાયક બન્યા વગર કંઇ કરીશ તો તેમાં બરકત પણ નહિ આવે.

બીજાનાં મોટાં કાર્યોને જોઇ તું તેવી પંક્તિમાં આવવા માટે પ્રયત્ન ના કરીશ; પણ એ સર્વ કૃત્યોનાં મૂળ જરા

તારી આંખે જોજે. એ સર્વની શરૂઆત નાનામાંથીજ થએલી છે. તારી આંખો આગળ આજે જે મોટા લેખકો, પંડિતો, કવિઓ, તત્વચિંતકો અને જ્ઞાનિઓ ફરી રહ્યા છે, તેમણે પણ તેમના જીવનમાં એક દિવસ એકડો તો ઘુંટેલો જ. તેમની શરૂઆત તો એકડાથીજ થએલી છે. હવે તારી શરૂઆત કંઇ બગડાથી થાય ખરી? એટલું ધ્યાનમાં રાખજે કે મોટા કાર્યની શરૂઆત હંમેશાં નાનાથીજ થાય છે. પણ નાના કામની શરૂઆત કરતાં તને શરમ આવે છે. છેવટે તું કંઇ કરી શકતો નથી.

તું શરમને તારાં કૃત્યો કરતાં અગત્યના સ્થાને મૂકે છે. ત્યાંજ તારી ભૂલ થાય છે. જો તું શરમને વળગી રહીશ તો તારૂં જીવન શુન્યમય બની જશે.

શરમ જીવનમાં જરૂરની તો છેજ, પરંતુ તેના સ્થાનમાં. સ્થાન બહાર શરમ રાખવી એ મનની નિર્બળતા છે. હવે તું કદાચ મને પ્રશ્ન કરીશ કે શરમ વિનાના લોકોને આ દુનિયા નિર્લજ અને નફ્ટના નામથી ઓળખે છે. એ બાબતમાં હું તારા મતને ટેકો આપું છું. અને સાથે સાથે તને તે તરફ દોરવા પણ ચાહું છું. કારણ, શરમ એ સર્વ ગુણોની માતા છે. એજ તારા ગુણોને જાહેરમાં ઓળખાવે છે.

મેં તને શરમના બે પંથ જણાવ્યા. જો તું બંને પંથમાં શરમને આગળ ધરીશ તો પણ તે નકામી છે. અને કદાચ બંને પંથમાં શરમહીન બને તે પણ નકામું

છે. છેવટે ગમે તે એક પંથ તો ગ્રહણુ કરવાનો જ છે. કારણુ એકેય પંથે તું નહિ જાય તો તું કંઇ કરી શકીશ નહિ. ધાર કે તારી પાસે સુંદર ચકચકીત કટારી છે. તને એનો ઉપયોગ કરવાનો મોહ લાગ્યો. તેં એનો ગમે ત્યાં ઉપયોગ કર્યો. (કોઇનું વેર વાળવામાં-ખૂન કરવામાં) કંઇકના તેં સ્હેજમાં પ્રાણુ લીધા. છેવટે પરિણામ શું આવે તે ખબર છે? તારી પાસેથી તે સદાને માટે દૂર થઇ. વધારેમાં તારા હાથમાં બેડી ચઢાવી જેલના સળીઆ પાછળ તને હડસેલી મૂકે છે. હવે જો તેજ કટારીનો ઉપયોગ તેં કોઇના બચાવને અર્થે કર્યો હોત તો લોખંડની બેડીને બદલે સૂવર્ણ માળા તારા ગળામાં વરમાળ રૂપે પડત, તારા તરફ લોકો વાહવાહના શબ્દો પુકારત અને કટારીને તું તારી કરી શકત.

હવે જો તું કટારીની જગ્યાએ શરમને મૂકી જોઇશ તો તને બરાબર સમજાશે કે શરમ ક્યાં રાખવી અને ક્યાં ન રાખવી.

શરમથી ઘણુા લોકો પોતાનામાં જે કંઇ જ્ઞાન છે, તે પણુ બીજાની સમક્ષ વ્યક્ત નથી કરી શકતા. કદાચ તું પણુ તેવો હોય. આથી તારામાં જે જ્ઞાન છે તેમાં દિવસે દિવસે વધારો થાય છે. કારણુ, તારામાં બીજાને સાંભળતી વેળાએ શરમ નથી આવતી પણુ બીજાને સંભળાવતી વખતે આવે છે. હવે તું પૂછીશ કે મારામાં પુરતું જ્ઞાન છે તો તે વડે હું શરમને દૂર કરવાની શક્તિ કેમ કેળવી શકતો નથી? પરંતુ જ્ઞાનને અને શરમને જરાય સંબંધ

નથી. તેને દૂર કરવાની શક્તિ મેળવવા માટે તો તારે ઘણા જ કઠીન સંજોગો પસાર કરવા પડશે. એ સંજોગો નવીન નથી. સંસારમાં ડગલે-પગલે તે ઊભા જ હોય છે. તું એને તારી નજરોનજર જુવે છે. પરંતુ તે વખતે તારામાં રહેલી નહિ જેવી શરમ તે ભુલાવે છે. તેથી એક તો શરમમાં વધારો થાય છે. બીજું તું રાતદિવસ દુઃખી થયા કરે છે. જેમ વધારે પડતો ખોરાક હોજરીમાં પડવાથી આપણને ચેન નથી પડતું. તેમ વધુ પડતું જ્ઞાન પણ આપણા આત્મા ઉપર ભારરૂપ છે. માટે આજથી જ શરમને દૂર કરી તારા જ્ઞાનને બીજાના કાન આગળ ધર. આથી તારા આત્માને શાન્તિ થશે અને તારી દૃષ્ટિ બહાર તારા જ્ઞાનમાં વધારો થશે.



**Modern science is not meant for human kind but it is meant for taking away the human soul.**

હવે તને આજના વિજ્ઞાન વિષે સમજાવું. હાલની વિજ્ઞાનિક શોધોથી તું અજાણુ તો નહિ જ હોય. એના ઉપર તો આજકાલ જમાનાનું ધોરણ રચાએલું છે. જ્યાં જુવો ત્યાં વિજ્ઞાન, વિજ્ઞાન અને વિજ્ઞાન જ. એના ચમત્કારી પ્રવાહો કંઇક જુદી જ દીશામાં જુદી જ ભાત પાડતા વહી રહ્યા છે. માનવજાત પણુ તેને મદદ કરવામાં તત્પર થઇ છે. આ રીતે જો કે હું વિજ્ઞાનને વખોડતો નથી, હું તો તેનો ખાસ હિમાયતી છું. તેમ છતાં મારે જે જણાવવા જેવું હોય તે તો જણાવું છું.

વિજ્ઞાનથી આપણે ઘણા જ સહીસલામત બની ગયા છીએ. એનો ઉપકાર તો આપણે કદી ન ભૂલવો જોઇએ. આપણા જીવનને પણુ તે રસમય બનાવી રહ્યું છે. આખીએ દુનિયાને આપણે આપણા ઘરના ખૂણે જોઇ શકીએ છીએ.

પંખીની પેઠે આપણે આકાશમાં ઉડી શકીએ છીએ. જળચરની માફક આપણે પાણીમાં વાસો કરી શકીએ છીએ અને જમીન ઉપર પણ આપણે જંગલી જનાવરો સાથે ફરી શકીએ છીએ. આ બધો પ્રતાપ વિજ્ઞાનનો જ.

હવે એ જ વિજ્ઞાન અત્યારે નવા પંથે પ્રયાણ કરી રહ્યું છે. તે પંથ તારાથી અજાણ તો નથી જ. એના પડઘા તારા કાનોમાં આછા આછા તો પડયા જ હશે. એ જ પડઘા બીજા નહિ પણ દુનિયામાં ચાલી રહેલા મહાન યુદ્ધના.

દુનિયાના કહેવાતા પ્રગતિવાન દેશો પોતપોતાનું વિજ્ઞાન આપસમાં અજમાવી રહ્યા છે. તે સઘળું સહન કરવાનું બિચારા માનવીને. જેને એણે પોતાના સુખને માટે બનાવ્યું તે એનો જ ભોગ લેવાનું. બિચારી અજ્ઞાન પ્રજા વિના વાંકે મારી જાય છે. અને તે પણ માનવીઓના જ હાથે. આ પણ પ્રતાપ તો વિજ્ઞાનનો જ.

આજનું વિજ્ઞાન જે કંઇ કરી રહ્યું છે તે ફક્ત એ જ કે માનવીને વહેલામાં વહેલી તકે કેમ મારી શકાય.

મૂર્ખ માનવી તને આ દુનિયામાં વિજ્ઞાનનો પ્રયોગ માણુસ વિના બીજા કોઇની ઉપર અજમાવવાનો ન સુજ્યો કે જેથી તું તારા જાતિભાઇઓનાં ગળાં કાપવા તત્પર થાય છે? જો કે તેમ કરવામાં તું તારી જાતને ગૌરવવાન ગણે છે. સાચે જ પોતાના કામની સફળતા જોઇ કોને આનંદ ન થાય? પણ એટલું ધ્યાનમાં રાખજે કે તારૂં આ કૃત્ય કુદરતના ન્યાયની બહાર છે. અરે! પણ કેમ ભુલું છું.

વિજ્ઞાનીઓ કદી કુદરતને માનતાજ નથી. કારણુ તેઓ પોતેજ કુદરતને અળગા મૂકે તેવા ચમત્કારો કરી બતાવે છે. પછી કુદરતને માનવાની શી જરૂર? જો કે કુદરતને માનવા માટે હું કોઇને આગ્રહ નથી કરતો. માનો અગર ન માનો એ તો પોતાના મનની વાત છે. પણુ એટલું તો આપણે માનવુંજ જોઇએ કે આ દુનિયામાં સર્વવ્યાપી એક શક્તિ તો છેજ. અને એનેજ ઘણા કુદરતના નામથી ઓળખે છે.

વિજ્ઞાનની આંખથી તે જોઇ નથી શકાતી. તેને જોવા માટે તો નવીન વિજ્ઞાનથી બનાવેલાં નવીન ચશ્માં ચઢાવવાં પડે છે. એ ચશ્માંને તૈયાર કરવા હાલના દરેક વૈજ્ઞાનિક પ્રયોગો પણુ નકામા છે. જો તું વિજ્ઞાની હશે તો પણુ પૂછીશ કે એના માટે કયા પ્રયોગની જરૂર છે? એ પ્રયોગ હું જણાવીશ પણુ તારાથી તે કદાચ બની શકશે નહિ. ટુંકમાં તેને માટે કુદરતી મગજની જરૂર છે. કુદરત વિષે વધારે સમજાવું. તું તારી અનેક વૈજ્ઞાનિક શોધોમાં ફળીભુત થયો હશે, પરંતુ એક શોધ કરવાની બાકી રહી જાય છે. તે એજ કે આ દુનિયામાં તારા જેવોજ બીજો મનુષ્ય તૈયાર કર. જો કે શરીર તો તું તારા અવનવા પ્રયોગોથી તૈયાર કરી શકીશ પરંતુ છેવટમાં એકજ મુશ્કેલી તારી સમક્ષ ખડી થશે. તેજ ચૈતન્ય. જેને આપણે જીવ અથવા આત્માને નામે ઓળખીએ છીએ. એજ આત્મા આગળ તારૂં બધુંજ વિજ્ઞાન અટકી જાય છે અને અટકી પણુ ગયું છે. તેજ સ્થિતિમાં તે સદાને માટે રહેવાનું. કારણુ, તારા

સર્વ વિજ્ઞાનની શોધો જ આત્મા વડે થએલી છે. તો પછી વિજ્ઞાન આત્માની શોધ ક્યાંથી કરી શકે? તું જ જવાબ આપ. આત્માથી વિજ્ઞાન કે વિજ્ઞાનથી આત્મા?



**Who is a learned man?**
**One who is always ready for the others in all the cases.**

હવે આપણે વિજ્ઞાનથી ઉલટા શબ્દ જ્ઞાન તરફ જોઇએ. જ્ઞાની કોને કહેવો એ જ મારે મન તો પહાડ જેવો પ્રશ્ન થઇ પડ્યો છે.

આજકાલ સ્કૂલો અને કોલેજોમાં વિવિધ પ્રકારની ઉપાધિઓ લઇ બહાર પડેલાઓને જ્ઞાની કહેવા; કે પછી સાધારણ સમાજમાં રહી પોતાની જાતને કષ્ટ આપી વિના ઉપાધિએ બીજાઓનું હિત ઇચ્છનારાઓને જ્ઞાની કહેવા? બંને જ્ઞાની થઇ શકે છે.

જો ઉપાધિઓ મેળવેલા મહાશયો એટલું જ સમજે કે જ્ઞાનને ઉપાધિથી નથી અંકાતું; તો તે જરૂર જ્ઞાની કહેવાય. કારણ, તેનામાં રહેલા જ્ઞાનનું તેને અભિમાન નથી. જ્ઞાની કદી પોતાના જ્ઞાનની જાહેરાત નથી કરતા. એ બીજાની આગળ પ્રખ્યાત થવા જરા પણ ચહાતા નથી; છતાં પણ તેમને પ્રખ્યાત થવું પડે છે.

તું એમ ન માનીશ કે ફક્ત ભણેલાઓજ જ્ઞાની થઇ શકે છે. અભણ પણ જ્ઞાની થઇ શકે છે. એનો ઉલ્લેખ તને કરી બતાવું. જો એક સાવ અભણ માણસ છે, જેને લખતાં કે વાંચતાં પણ નથી આવડતું. પોતાનું જીવન તે એક સાધારણ ગામમાં મહેનત-મજુરી કરીને વ્યતીત કરે છે. છતાં હું તેને જ્ઞાનીનાથી પણ અધિક માનું છું. કારણ કે તે કદી અસત્ય નથી બોલતો. વળી બીજાંના દુઃખે દુઃખી થઇ પોતે મહેનત કરી બીજાને સુખી કરવા તનતોડ પ્રયત્ન કરે છે. હવે વાચક વિચાર. જાહેરમાં જઇ મોટાં મોટાં ભાષણો વાંચનારને જ્ઞાની કહેવો કે આ મારા સાધારણ મજુરને?

ભાષણ કરવાં સહેલાં છે પરંતુ તેના અક્ષરે અક્ષરને અમલમાં મૂકવો અને મૂકાવવો એ ઘણુંજ કઠિન છે. ધારો કે એક હજાર માણસને આપણે સારા રસ્તે દોરવા છે, તો ભાષણથી ફકત દસજ ટકા દોરાશે; પરંતુ જો પ્રત્યક્ષ દાખલા બતાવી તેમને સમજાવીએ તો હજારમાંથી પાંચસો તો જરૂર સારા પંથે જશેજ.

પરોક્ષ કરતાં પ્રત્યક્ષ વધારે અસરકારક છે.



**As a matter of fact, there are two powers in the world; bodily power and mental power. Mental power is stronger than bodily power.**

આ દુનિયામાં બે જાતની શકિતઓ છે. શારીરિક અને માનસિક. આજકાલ માનસિક શક્તિને માટે આ દુનિયામાં સ્થાન નથી. આપણાથી કયાં અજાણ્યું છે કે "મારે તેની તલવાર અને ના મારે તેની ઢાલ." જમાનો તલવારની ધાર ઉપર ચાલ્યો જાય છે. માનસિક શક્તિવાળા બિચારા પાછળ ને પાછળ ઘસડાતા જાય છે. તેમના તરફ પાછું વાળીને કોણ જુવે? આમ છતાં તેમના મુખ ઉપર કોઇ પણ પ્રકારનો શોક નથી જણાતો. તેઓ તો પોતાનાજ રસ્તે કોઇક અલૌકિક શક્તિથી દોરાતા જાય છે. તેઓને પોતાની શક્તિ ઉપર શ્રદ્ધા છે. જ્યારે ત્યારે તેનાથીજ સર્વનો ઉદય થવાનો છે.

શારીરિક શક્તિવાળા ભલે સસલાની માફક ઠેકે ચાલ્યા જાય. છેવટે એ જમીન સાથે પટકાવાનાજ. એમાં કંઇ નવીનતા નથી. ચડતી તેવીજ પડતી. જો કે આમ જણાવી હું શારીરિક શક્તિને વખોડતો નથી. હંમેશાં "પહેલું સુખ તે જાતે નર્યાં." શરીરને કસીને સારૂં રાખવું એ આપણી ફરજ છે. પરંતુ એ કસાએલા શરીરનો કઇ રીતે ઉપયોગ કરવો એ જાણવાની જરૂર છે. એનો ઉપયોગ બીજાને હણવામાં ન કરવો પણ પોતાની માનસિક શક્તિ વધારવામાં કરવો. માનસિક શક્તિનો આધાર શારીરિક શક્તિ ઉપર રહેલો છે. જો શરીર નિરોગી હોય તો મન પણ નિરોગી હોય. નિરોગી શરીરમાં રોગી મન નથી રહી શકતું.

હવે તને પ્રશ્ન થશે કે ઘણાનાં શરીર સુકાં હોય છે, છતાં તેમનાં મન ઉમદા હોય છે. હવે એ બાબતનો તને ઉલ્લેખ કરી બતાવું. નિરોગી શરીર અને બળવાન શરીરમાં ઘણો ફરક છે. કોઇ કોઇ વાર બળવાન શરીરમાં પણ રોગ ઘર ઘાલી શકે છે. જ્યારે શરીર સૂકુ પણ નિરોગી રહી શકે છે. તેથીજ બળવાન શરીર કરતાં નિરોગી શરીર વધારે સારૂં છે.

જેવું શરીર તેવું મન અને જેવું મન તેવું શરીર. કદાચ તને નહિ સમજાય. આ દુનિયામાં શરીર અને મનનો જન્મ એકી સાથે થાય છે. પરંતુ પહેલો વિકાસ શરીરનો થાય છે. આ પ્રમાણેનો ક્રમ ૧૬–૧૭ વરસ સુધીનો છે. ત્યાર પછી તેમાં ઉંધો પલ્ટો થાય છે. શરીરને બદલે

મનનો વિકાસ શરૂ થાય છે.

હવે મનના વિકાસની શરૂઆત થયા પછી માણુસનામાં કંઇક નવીન શક્તિ આવતી જણાય છે. કંઇક અંશે માણુસાઇના ગુણો આવે છે (જેવો પાલનકર્તા). મુખ ઉપર અનેરીજ લાલી પથરાય છે. આ બધું સાધારણ વ્યક્તિ માટે નથી, પણ માનસિક શક્તિના રસિયા માટે છે, સાધારણ માણુસનામાં તું કંઇજ જોઇ શકશે નહિ.



**Never be angry in your life. Angry nature makes bad inpression upon minds of the others.**

આ દુનિયામાં ઘણા એવા માણુસો છે જે સ્હેજ સ્હેજમાં નઠારાં કૃત્યો કરી બેસે છે, અને કર્યા પછી તરતજ જાણે પોતે કર્યાંજ નથી તેમ ડાહ્યા ડમરા જેવા થઇ બીજાની આગળ પોતે સારૂં કર્યું હોય તેમ ડોળ કરે છે. તે વખતના તેના ભાવો જોઇ તેને કોઇ ધારી પણ ન શકે. આ માણુસ કોઇ દિવસ ખોટાં કૃત્યો કરેજ નહિ એમજ તેઓ તો ધારે. મને પણ નવાઇ લાગે છે. કારણ, કરનાર વ્યક્તિ પોતે જાણીને કૃત્યો કરે છે, છતાં તેની તેજ વ્યક્તિ પોતે પછીથી ગરીબ ગાય જેવી થઇ જાય છે.

છેવટે એટલું સમજાયું કે કરનાર તે વ્યક્તિ નથી; જો

કે સાધન રૂપ તે છે, પણ દોરનાર બીજો છે. તેજ ક્રોધ. જેને મહાપુરુષો, પંડિતો, લેખકો અને કવિઓ પોતાની શક્તિ પ્રમાણે વર્ણવી ગયા છે. એ ક્રોધ માનવીને પાપકુંડ તરફ લેઇ જતાં જરા પણ અચકાતો નથી. પોતે તેનાથી અલગ રહે છે. માણસને તેમાં ધક્કો લગાવી તુરતજ તે તેની સાથમાંથી ખસી જાય છે.

મનુષ્ય તેને સારી રીતે ઓળખે છે કે તે વિશ્વાસઘાતી છે, છતાં પણ તેને છોડી શકતા નથી. મને નવાઇ લાગે છે કે તેની જગ્યાએ જો કોઇ માણુસ હોય તો તુરતજ કટાર લેઇ તેને મારવા તૈયાર થશે. જ્યારે ક્રોધને મારવા કોઇ તૈયાર થતું નથી; કારણ એકજ માણસને તે માયાવી આંખેથી જોઇ શકે છે, જ્યારે ક્રોધ માયાવી આંખોમાં કદી ઝડપાતો નથી. તેને તો દિવ્ય આંખોજ જોઇ શકે છે. તે તારી પાસે નથી. જો કે છે તો તારી સાથમાંજ, પણ તેને દિવ્ય રૂપમાં ફેરવવાની તારામાં શક્તિ નથી. શકિત છે, પણ તેને વાપરતાં ભય લાગે છે. કદાચ તું તે શક્તિ વાપરે અને તારી દિવ્ય આંખો ઊઘડે તો માયાવી આંખો તુરતજ બંધ થઇ જાય. કારણ એક સ્થાને બે પદાર્થ એકી વખતે ન રહી શકે.

હવે તને પ્રશ્ન થશે કે માયાવી જાય અને દિવ્ય મળે તેથી મને શો લાભ? લાભ એટલોજ કે તારી પાસે પિત્તળનો નકામો કટકો છે તેને બદલે કોઇ તને સોનું આપે તો કેટલો લાભ થાય? આ તો જો કે માપમાં કાઢી શકાય છે; પરંતુ ઉપરના અદલાબદલાનું તો માપજ નથી જડતું

અને જડવાનું પણ નથી.

આ મારી વાત તારા ગળામાં નથી ઉતરવાની અને હવે ઉતારવાની મારામાં શક્તિ નથી, પણ શું કરૂં? મને તારી દયા આવે છે. હું તને ફરી ફરી હાથ જોડી વિનવું છું, કે તારા શરીરમાં ઘર કરી બેઠેલા ક્રોધને તું દૂર રાખજે. એ નિમકહરામ તારૂં ખાઇ તનેજ દંડે છે.

તું એકદમ તેને કાઢવા મથીશ તો તે કોઇ કાળે જવાનો નથી. પરંતુ અવારનવાર નાના મોટા સંજોગોમાં તું તેને તારા મનથી જરા જરા અળગો કરતો રહીશ તો છેવટે એ એને રસ્તે પડી જશે. ફરી કોઇવાર તારી પાસે તો શું પણ તારા સામુંયે નહિ જુવે. કારણ, એ ઘણોજ ટેકવાળો છે. કોઇએ તેને એકવાર તુચ્છકાર્યો તો તે જીંદગી પર્યંત તેના સામું નહિ જુવે. આ એનો મોટામાં મોટો ગુણ છે.



## Don't waste your time in looking your beauty; if you have got.

સુંદરતા એ કુદરતી બક્ષીસ છે, એ તો તમે આગળ ઉપર વાંચ્યુંજ હશે. હવે ધારો કે તમને કુદરતે સુંદર બનાવ્યા છે. તેથી શું? તમારે તમારી સુંદર આકૃતિને ફક્ત અરીસામાં જોયાજ કરવી?

આજકાલ ઘણાં યુવક યુવતીઓને આ પ્રકારની ટેવ

હોય છે. જો કે તેમાં જોઇ તેઓ કંઇક વિચારતા હોય તો સારૂં; પરંતુ તેઓ તો ફક્ત એમજ ધારે છે કે આપણે સુંદર છીએ, આપણામાંજ સર્વ છે. આપણી સુંદરતા જોઇ આપણી પાછળ હજારો યુવક યુવતીઓ પતંગીઆંની માફક ભમશે. બને છે પણ તેમજ. કારણ જમાનો સુંદરતાનો છે. સર્વ ઠેકાણે સર્વ કોઇ સુંદરતાનેજ પહેલું સ્થાન આપે છે. કારણ પિછાનનારા પણ સુંદરતામાં મુગ્ધ બનેલાજ હોય છે.

વાચક, કદાચ તું પ્રશ્ન કરીશ કે સુંદર વસ્તુ કોને ન ગમે? તે સર્વને ગમે છે, તે જોવાથી આનંદ પણ થાય છે. પરંતુ તે સુંદરતા પૂર્ણ પ્રકાશમાં પ્રકાશતી હોવી જોઇએ. તે વિનાનાં સૌંદર્યો કલાકારની પીંછીથી ચિત્રાએલાં ચિત્રો જેવાં છે. ન બોલે કે ન ચાલે; ન તમારૂં સાંભળે કે ન તમને સંભળાવે. આ પ્રકારની સુંદરતાની મૂર્તિને હું સુંદર નહિ કહી શકું.

તું ગમે તેટલો સૌન્દર્યવાન હોય, પણ તારામાં કંઇ કરવાની શક્તિ ન હોય, મગજમાં જ્ઞાનનો છાંટો ન હોય, ત્યાં સુંદર રૂપ શા કામનું? હજુ ચેત, જ્ઞાન એજ સુંદરતાનું અંગ છે. શરીરની બાહ્ય ટાપટીપ છોડી દેઇ, જ્ઞાન મેળવવા અધીરો થા. શરીર તો છે તે છેજ. જ્ઞાન મેળવવાથી તેમાં ઘટાડો નહિ થાય, બલ્કે તેમાં વધારો થશે.

હવે તું જે જ્ઞાન મેળવે તે ભેદ વગરનું હોવું જોઇએ. જો તેમાં ભેદ હશે તો પરિણામ જુદુંજ આવશે. ભેદ શબ્દ ન સમજાય તો દાખલો આપી સમજાવું: તારી પાસે એક

સુંદર દેખાવવાળી ફોર્ડ મોટર છે. તેને તું હરહમેશ ચોખ્ખા પેટ્રોલથી ચલાવે છે. એક દિવસ તું પેટ્રોલને બદલે તેજ ટાંકીમાં સાત વખત ગાળી કેરોસીન નાખજે. પરિણામ શું આવે છે તે જોજે. કદાચ તે મોટર ચાલશે તો ખરી, પણ ગામડાના રસ્તા ઉપર ચાલતી બેલગાડીની માફક પાછળ ધુમાડાના ગોટા અને કાનફોડ અવાજ, એજ પ્રમાણે તારૂં શરીર. તેમાં જો પેટ્રોલ જેવું શુદ્ધ જ્ઞાન હશે, તો તું સહેલાઇથી આ દુનિયાની સર્વ પ્રવૃત્તિઓમાં માથું મારી શકશે. એજ તને આ દુનિયામાં પ્રિય બનાવશે. સઘળે તારા ગુણ ગવાશે. તેનાથી પણ પર તને જોવા માટે માનવતાના મહાસાગરે માનવીઓનાં ટોળેટોળાં તને ઘેરી વળશે.

હવે જો કેરોસીનરૂપી તારામાં જ્ઞાન હશે તો તારી સુંદર આકૃતિ હોવા છતાં તારા તરફ કોઇ જોશે જ નહિ. કારણ, આ દુનિયામાં કેરોસીનમાંથી નીકળતી ગંધને કોઇએ પ્રિય કરી છે? એવોજ પ્રભાવ તારામાં હોય છે. નથી તારામાં સ્વમાન, સન્માન, શૌર્ય, શીલ, વિવેક, વાણી કે માધુર્ય. તારી પાસે છે ફક્ત મનુષ્યનો દેહ, લગામ વિનાનું મન અને માતા પિતાના તરફથી વારસામાં મળેલું સુંદર નામ. વધારેમાં તારી પાસે કંઇજ નથી. તું તો સંગ્રામમાં શસ્ત્ર વિના સજ્જ થએલા લડવૈયા જેવો છે. તે બળવાન છે છતાં નિર્બળ છે. દુશ્મનો સહેલાઇથી તેને સ્વાધીન કરવાના. તેમ આ જીવનના સંગ્રામમાં માણસ ગમે તેટલો બળવાન કે સ્વરૂપવાન હોય પણ જ્યાં સુધી તેની સાથમાં વિદ્યારૂપી શસ્ત્ર નથી ત્યાં સુધી તે પરાધીન રહેવાનો જ.

હવે પરાધીન માણુસ આ દુનિયામાં કંઇ કરી શકતો નથી. કરવાની આશાઓ તો ઘણીજ હોય છે. અને કંઇક અંશે સફળ થતાં પોતે પુલાઇ જાય છે. હવેથી તેમ ના કરીશ. કારણુ, પરતંત્રતાની જંજીરોમાં જકડાઇ રહી ઉચ્ચ સ્થાનની આશાઓ રાખવી એને માણુસાઇ ન કહેવાય.

તું ગમે તેવા ઉચ્ચ સ્થાને હોય, પણુ છેવટે તું પરાધીન છે. પરાધીન માણુસની કિંમત કૂતરા જેટલી. તારા મનથી તું ગમે તેટલી આંકતો હોય, પણુ અમારે મન તો તું પરાધીનજ રહેવાનો. પરંતુ તેં તારી ફરજ ક્યારે બજાવી કહેવાય? જ્યારે તું તારી સઘળી આશાઓનો ઉપયોગ સ્વતંત્રતા મેળવવામાં કરે ત્યારેજ.

હવે તું પ્રશ્ન કરીશ કે પરાધીન માણુસ કાંઇ કરી શકતો નથી તો પરાધીન સ્વાધીન ક્યાંથી થઇ શકે? એના જવાબમાં એટલુંજ કહીશ કે આ દુનિયામાં કોઇ પરાધીન દશામાં જન્મતું નથી. પરંતુ મોટપણે હાથે કરી પરાધીન દશા વહોરી લે છે. બાલ્યાવસ્થામાં કોઇ પરાધીન નથી રહી શકતું, જ્યારે દુનિયાને સમજતો થાય છે ત્યારે પરાધીન બને છે, કેટલી નવાઇની વાત! નવાઇ જેવું કંઇજ નથી. બાલ્યાવસ્થામાં તું નીડર હતો. જ્યારે તેં યુવાનીમાં પ્રવેશ કર્યો ત્યારે ભયે પણુ તારી સાથે પ્રવેશ કર્યો છે.

## Cowardness leads towards dependence.

આ દુનિયામાં જો માણુસને કોઇ પરાધીનતા તરફ તાણી જતું હોય તો તે ભય અને ભલમનસાઇ બે જ છે. આ હું યથાશક્તિ સમજાવીશ. ભય એ માણુસને ક્ષય રોગની માફક ધીરે ધીરે હરહમેશ દમ્યા કરે છે, અને એ જ માણુસને માણુસાઇ ભુલાવે છે. નહિ જેવી મુશ્કેલી-વાળાં કૃત્યો કરતાંજ તે મોખરે આવી ઊભો રહે છે. પછી મહાન કૃત્યોની તો વાત જ શી? છેવટે એ જ ભય મૃત્યુને આવકાર આપે છે. એમ ન કરે તો છેવટે બીજાનો આશરો શોધે છે. બીજાનો આશરો એ જ પરાધીનતા.

હવે આપણે ચાલતા વિષયમાં જ ફરી આવી પડ્યા. પરાધીનતા ને આધીન થએલાની સ્થિતિ એટલે મૃત્યુનાથી પણ ખરાબ. આવી કફોડી સ્થિતિમાં એ જ ભય તારી સાથમાં નથી રહેતો. તેથી હું તેને વર્ણવી રહ્યો છું કે જે ભય તને પરાધીન બનાવે છે તેજ ભય તને સ્વાધીન બનાવવામાં મદદરૂપ થઇ પડે છે. કારણ, પરાધીન દશામાં ભય જવાથી તું નિર્ભય બને છે, અને નિર્ભય થયો એટલે તારી ગએલી સ્વાધીનતા મેળવવા તું જરૂર તૈયાર થવાનો,

એમાં જરા પણ શક નથી. જેનામાં ભય નથી તે કોઇ કાળે ગમે તેવા સંજોગોમાં પણ બીજાને આધીન થઇ શકતો નથી.

હવે ભલમનસાઇ તરફ જઇએ. ભલમનસાઇ એ ભયની મોટી બ્હેન છે. તું નિર્ભય હશે, પણ જો તારામાં ભલમનસાઇ હશે તો એ ભલમનસાઇનો લાભ જરૂર બીજા ઉઠાવવાના. તું નિર્ભય છે, છતાં તારી ઉપર તેઓ સ્વતંત્રતાનો હક ચલાવવાના. આ ઉપરથી એમ અનુમાન ન બાંધીશ કે તારે ભલમાનસાઇને છોડી દેવી. કારણ, એજ ભલમનસાઇ તને આ દુનિયામાં માણસ તરીકે ઓળખાવે છે. તેનામાં ત્રણ ગુણો સમાએલા છે, પરંતુ તે જ્યારે હદમાં હોય ત્યારે. હદ બહાર જતાં તેનામાં અનેક અવગુણો આવીને ભેગા થાય છે. હવે હદ બહાર જવું એનું નામજ ભૂલ કરવી. એજ ભૂલનો ભોગ તારે થવાનું. એક જ ભૂલને અંગે મહાન સામ્રાજ્યો પણ ડોલી ગયાં છે. ત્યાં તારા-મારા જેવા માનવીનો તો હિસાબજ શો?

એક ભૂલથી શૂરા ક્ષત્રિઓએ ક્ષત્રિયપણું ગુમાવ્યું. પૃથ્વીરાજ જેવા મૃત્યુને શરણ થયા. કર્ણાટકી જેવી વીરાંગનાને રાજમહેલના રંગ છોડવા પડયા, દુર્યોધન જેવાનો ક્ષય થયો, અને વધારામાં જણાવું તો પ્રાચીન કાળથી સુધારાની ટોચે વિરાજતી માતૃભૂમિ અત્યારે પરાધીનતાની ઊંડી ખાઇમાં પડી પડી દર્દભર્યા શબ્દો તને સંભળાવી રહી છે.

❦

**One, who does not take care of his mother and land, is not a real man.**

જીંદગીમાં જેણે જનની અને જન્મભૂમિના અંતિમ શબ્દોને કાને નથી ધર્યા તેના જીવનને હું જીવન નથી આલેખતો. કારણ, એમાંજ બધાનો સમાવેશ થઇ જાય છે. એ બેની પર માણુસ કંઇ કરી શકવાને સમર્થ નથી.

જન્મથી માણુસ બે માતાના હાથ નીચે ઉછરે છે. એક જન્મ આપનારી; બીજી અન્નપાણી આપનારી જન્મભૂમિ. બંનેને સરખા હક છે. છતાં ઘણા જન એકપક્ષી બને છે, તે તો ઇચ્છવા જોગ છે; પરંતુ ઘણા તો તેમના તરફ ધ્યાનજ આપતા નથી. અરે! ફક્ત માતા ઉપર માન રાખતા હોય તો પણ ઇચ્છવા જોગ છે. કારણુ, માતા પાસેથીજ જન્મભૂમિનાં સુત્રો શીખવાનાં છે, પરંતુ હાલની પચરંગી કેળવણીથી શણુગારાયેલા યુવાનોને માતાની નથી પડી. એમને મન માતા એટલે પોતાને માટે નિર્માણ થએલી કુદરતી ફરજોને બજાવનાર એક વ્યકિત. સત્ય છે. ગરજ મટી એટલે વૈદ વેરી.

જ્યાં સુધી શક્તિ ન હતી ત્યાં સુધી માતાના ખોળામાં ભરાઇ રહ્યા. અને જ્યાં જરા પગભર થયા ત્યાં તો પક્ષીની માફક ઊડીને વેગળા બેઠા. હવે પક્ષી અને તારામાં ફેર શો? તારે જ વિચારવાનું. તું કદાચ પક્ષી બનીશ, પણ માતા તો સદાય માતા જ રહે છે. દુનિયાની એકે એક વસ્તુ નવું રૂપ ધારણ કરે, છતાં માતાનું પુત્ર પ્રત્યેનું રૂપ તેની તેજ સ્થિતિમાં રહે છે. શું કરે? તને જોઇ હૃદયમાં ને હૃદયમાં જ બળ્યા કરે છે. પેટ પાકયું ત્યાં કયાં પાટો બાંધે! એ તો બિચારી શ્રદ્ધા રાખીને જ બેસે છે અને તેની શ્રદ્ધા પણ છેવટે સફળ થાય છે.

માતાને છોડી જનારને આ દુનિયામાં જરાય શાન્તિ નથી મળતી. અને આ દુનિયામાં જો તેવા મનને શાન્તિ આપનાર કોઇ હોય તો તે એક જ માતા છે, અને તેનાં વાત્સલ્યભર્યાં વાકયો. અને તેથી કવિઓ પણ ગાઇ ગયા છે કે “જનનીની જોડ સખી નહિ જડે રે લોલ.”

હવે તારી માતૃભૂમિ. જેણે માતાને ઓળખી છે તેણે જન્મભૂમિને પણ ઓળખી છે. જન્મભૂમિ એટલે તારૂં જન્મ સ્થાન, બીજું તેનો જે દેશમાં સમાવેશ થતો હોય તે દેશ અને ત્રીજી આખીએ દુનિયા.

તારા દેશથી તો તું અજાણ્યો નહિ જ હોય, અને કદાચ જો તેમ હોય તો જાણ. સનાતન કાળથી સુધરેલી પ્રજા આર્ય અને તેનાજ વંશજો તમે. તેજ આર્યભૂમિને તારી જન્મભૂમિ, માતૃભૂમિ કે હિંદમૈયા, જે નામ તને

પ્રિય હોય તે નામથી ઓળખ. છેવટમાં એક જ છે. તેની હાલની સ્થિતિથી તું અજાણ્ નથી છતાં મારે તને જણાવવાનું રહ્યું. તારો દેશ વિસ્તારમાં જોઇએ તેથી પણ વધારે છે, ભૌગોલિક દૃષ્ટિએ સાનુકૂળ છે, કોઇ રીતે ખામી ભરેલો નથી, સર્વ બાજુએથી સહિસલામત ભર્યો છે; છતાં હિંદમાં સુખ નથી, શાન્તિ નથી. જ્યાં જુવો ત્યાં બેકારી બેકારી ને બેકારી જ નજરે પડશે. કારણ એક જ તારો દેશ છે, જન્મભૂમિ તારી છે, પણ તે તારી નથી. તેના પવિત્ર શિયળની પરદેશીઓના હાથે, પરદેશના બજારમાં હરાજી બોલાઇ રહી છે, અને તે તું તારી સગી આંખોએ જોઇ રહ્યો છું.

તું શું કરે? તારાં કાંડાં તો પહેલેથી જ કાપી નાખ્યાં છે. છતાં પણ તું તારા બનતા પ્રયાસો કરે જાય છે. તું એકલો શું કરી શકે? ઘણો ભાગ તો હજુ નિદ્રાને આધીન છે. તેને જગાડ્યા વગર જાગવાના પણ નથી તો તેઓને જગાડવા આજથી જ તું પ્રયત્ન કર. તું એકલો તો ઘણાઓને જાગ્રત કરી શકીશ, તે જાગેલાઓ બીજાને જાગ્રત કરશે, એટલે થોડા જ સમયમાં સર્વ જાગ્રત દશામાં આવી જશે. પછી સાથે મળી સર્વ પ્રયાસો કરવા બેસશો તો સહેજમાં ફળીભૂત થઇ જશો.



## Think before you work.

તું જે કરે તે પુરા વિચાર કર્યા પછી શરૂ કરજે. શરૂ કર્યા પછી શિર જાય તો પણ ઘવાયેલા સિંહની માફક મોતને આધીન થજે પણ શત્રુને તારી પીઠ ન દેખાડીશ. તેમાંજ તારૂં સાચું સ્વમાન સમાયેલું છે.

ભલે તું ઉંચ હો યા નીચ હો, નિર્ધન હો યા ધનિક હો, સ્વતંત્ર હો યા પરતંત્ર હો તેની મારે લેશ માત્ર જરૂર નથી. મારે તો ફક્ત તને સ્વમાની જોવો છે. કારણ, જેનામાં સ્વમાન છે તેનામાં સર્વ ગુણો સમાયેલા છે. સ્વમાન જેનામાં નથી તેને માણુસ ન કહેવાય. જો કે દુનિયામાં તો તેની કિંમત છે, કારણ કે દુનિયા ઊંઘમાં ગોથાં ખાય છે. ભલે તે ઊંઘે તેને તેમ રહેવા દે. તું એકલો જ જાગીશ એટલે મને સંતોષ વળશે. તું જાગીશ એટલે દુનિયા આપોઆપ જાગશે એવી મને શ્રદ્ધા છે.

આ દુનિયામાં ઇશ્વરે સર્વમાં સ્વમાન વત્તાઓછા પ્રમાણમાં મૂકેલું જ છે; છતાં તેના પાલનકર્તા તરીકે તો ઘણુા જુજ આગળ આવ્યા છે.

સ્વમાની શિર જતાં પણ સ્વમાન ભંગ નહિ જોઇ શકે. એજ સ્વમાન તારામાં છે અને મારામાં પણ છે, છતાં આપણે કાંઇ કરી શકતા નથી. કારણ એક જ આપ-ણામાં ઉદ્ધતાઇ છે. જો કે આપણી યુવાન ખોપરીઓમાં આ સમજવું ઘણું જ મુશ્કેલ છે. કારણ, યુવાન મગજ એટલે નાથ વિનાનું મસ્તાન વછેરૂ. ગમે ત્યાં ઠેકે જ જાય. હવે ધ્યાનમાં લે. જો તે વછેરાને આપણે નાનપણમાં કેળવણી આપી હોય તો મોટપણે ઘણું જ સારૂં કામ આપી શકે, એજ પ્રમાણે તારૂં મગજ છે. નાનપણમાં આપણા મગજમાં જે કંઇ ભરાય છે, તે કોઇ કાળે ખસતું નથી. જો તે સારૂં હોય તો પરિણામ તેવું આવે અને નરસું હોય તો તેના જેવું આવે.

સુખ, સ્વતંત્ર અને ઉદ્ધતાઇ ભર્યું જીવન તો નાનપણ-માંજ જીવી શકાય છે. સત્ય છે. તે પ્રમાણે જો નાનપણમાં નહિ જીવીએ તો ફરી વાર તેવો પ્રસંગ કદી નથી આવવાનો. પરંતુ જોડે જોડે જીવનમાં ડહાપણ ભર્યા સુત્રોનો પણ સંગ્રહ કરવો જોઇએ, કે જેથી પાછળના જીવનમાં પણ તું ભૂતકાળ ભોગવી શકે. એ બાબતને જો તું ભવિષ્યના જીવન માટે મુલત્વી રાખીશ તો તું કંઇ કરી શકશે નહિ. કારણ મોટી વયે મગજને સારે રસ્તે દોરવા પ્રયત્નશીલ થવું, તે તો મહાસાગરની મધ્યમાં તોફાનના પંજામાં

પડેલા નાવ જેવું છે. કિનારે આવતાં આવતાં તો તારી સર્વ શક્તિ વ્યર્થ થઇ જાય, અને કદાચ કિનારા ભેગો થાય તો પણ તારામાં ઊઠવાની શક્તિ પણ ન હોય. જિંદગીનું રહસ્ય સુકાઇ જાય. માટે જે કંઇ કરે તે જીવનના પહેલા ભાગમાં જ કરજે. પછીનો તો કરેલાને અમલમાં મૂકવા માટેનો છે.

હવે ધાર કે તેં ઉપર પ્રમાણે જીવનને ઘડયું, છતાં પણ જીવનમાં દુનિયાની દૃષ્ટિએ કંઇ નથી કરી શકયો. આથી તું નિરાશ ન થઇશ. કારણ નિરાશા જ માણસને ઉંધે રસ્તે દોરનાર છે, અને એ જ નિરાશા માણસના જીવનમાંથી જીવન તત્ત્વ દૂર કરે છે. આવી સ્થિતિમાં તું આવી ગયો હોય છતાં કોઇના ઉપર કરેલા ઉપકારની આશા ના રાખીશ. એવી આશા કરતાં નિરાશા જ સારી છે. એવા પંથે જવાની આશા રાખવી એના કરતાં ઘર ખૂણે બેસી નિરાશાનું સેવન કરવું એ મહાન કાર્ય કર્યા બરાબર છે. ન સમજાય તો સમજાવું :

એ જ નિરાશામાંથી આશા જન્મે છે. જ્યારે આ દુનિયામાં નિરાશ હૃદયોને એકેય બાજુથી આશાનાં પગલાં સંભળાતાં નથી, અને જ્યારે આખી દુનિયા તેના તરફ નઠોર બને છે ત્યારે કુદરત નિરાશાની મદદે દોડી આવે છે. " છોરૂ કછોરૂ થાય પણ માબાપથી તેમ નથી થવાતું." જેને તને આ દુનિયામાં જન્મ આપ્યો છે તે તો તારી સંભાળ લે છે જ, જો કે આપણે તો તેને ભૂલી જઇએ છીએ.

હવે આવા સંજોગોમાં કુદરત ક્રૂર બને તો મારો કંઇ

ઉપાય નથી. કારણ ધરતી ફાટે ત્યાં સંતાવા માટે આપણે ક્યાં સ્થાન મેળવી શકીએ? આભ પડતું હોય ત્યાં ટેકો ક્યાંથી મૂકી શકીએ? આવી સ્થિતિમાં પણ માણસને માટે ટેકો છે. તે એજ જીવનના સંકટમાં સહચારિણી ધીરજ તને બચાવી લે છે.

તું તારા જીવનને હરકોઇ પ્રવૃત્તિમાં જંપલાવીશ તો ધીરજ તારી સાથેજ રહેશે. કદાચ તારા હાથમાં એક પણ પ્રવૃત્તિ ન આવે તો છેવટે એટલું તો કરજેજ કે તારે જે જે બાલબચ્ચાં હોય તેમના મગજમાં કંઇક સારા સંસ્કાર પડે તેવાં વાકયો શીખવજે કે જેથી તારા જેવી સ્થિતિ તેમની ન થાય. આને તું હસવામાં ના કાઢીશ. આ પણ એક મહાન કાર્ય કરવા જેવું છે. જેનાં સંતાન આ દુનિયામાં નવીન પ્રકાશ ફેલાવે છે તેનાં માબાપને પણ પ્રભુના દરબારમાં કંઇક ધન્યવાદ મળે છે. તમે પણ કોઇક વખત કોઇ મહાન પુરુષને જોઇને નીચેના શબ્દો તો બોલ્યા હશો કે ધન્ય છે તારાં માતા પિતાને. એ એકજ ધન્ય શબ્દમાં આખાયે જીવનનો સમાવેશ થઇ જાય છે.

શોધખોળથી તે પ્રાપ્ત નથી થતો. (શોધખોળનો અર્થ ખાલી ઘર ખૂણે લમણે હાથ દઇ બેસી રહેવું તે.) 'ધન્ય' શબ્દને પાત્ર બનવું એટલે આ દુનિયામાં કોઇ પણ નવીન શોધ કર્યા બરાબર. કોઇ વિજ્ઞાનની, કોઇ ખગોળશાસ્ત્રની શોધ કરી ધન્યવાદ મેળવે છે; અને બધાનાથી પર, આત્માની શોધ કરવાવાળા છે. આત્માની શોધ એટલે આત્માનો કાબુ. (આત્માને પાછળ તું જોઇ શકશે.) જીવનના

હરેક ક્ષેત્રમાં મનના પ્રવાહને એક સરખો વહેવડાવવો ત્યાંજ મોટી મુશ્કેલી ખડી થાય છે.

આપણે અનેક પ્રકારના જીવોની સાથે આપણા જીવનને દોરવાનું છે. મન એક, સાંભળનાર અનેક, અને સાંભળવાનું પણ અનેકનું. આ સમયે મન પોતાની સ્થિરતા ગુમાવે છે. આજ સમયે મનને સ્થિર કરવું ત્યાંજ પુરુષાર્થ સમાયેલો છે. શાન્ત જળમાં તો નાનું છોકરૂં પણ પોતાનું નાવ હાંકી શકે, પરંતુ મોટા વંટોરીઆમાં પસાર કરી શકે તેજ ખરો. એકાન્તમાં તો બધા પોતાના મનને શાંત કરી શકે, પણ સંસારમાં રહી સંસારની અનેક ધમાલોમાં મનને સ્થિર કરવામાંજ તારૂં સર્વ સમાયેલું છે. નેપોલીઅન જેવા તો ભાગ્યેજ મળી આવશે કે જે અશ્વ ઉપર પણ રણક્ષેત્રમાં નિદ્રાને આધીન થતા હતા. અને યુધિષ્ઠિર જેવા પણ ભાગ્યે હશે કે જે શત્રુઓને પણ આનંદથી વધાવી લેતા હતા. કયાં એ? ને ક્યાં હું ને તું? આમ વિચારી એમ ન ધારીશ કે તારામાં તેમના જેવી શક્તિ નથી. શક્તિ તો છે પરંતુ તેને તું ગમે તેમ વેડફી દે છે. તેજ શક્તિ ક્ષમા અને સાથમાં સંયમ.

**Control over your mind and keep well behaviour towards your enemies.**

આંધળા માણુસને જેટલી લાકડીની જરૂર છે તેટલી જ માણુસના જીવનમાં ક્ષમા અને સંયમની જરૂર છે.

ક્ષમા એ માણુસને અપયશના રસ્તેથી વાળી યશને માર્ગે ચઢાવનાર સખી છે. પરંતુ એટલું તો ધ્યાનમાં રાખજે કે દુનિયાની દરેક વ્યક્તિ સાથે તે સખી નથી બનતી. અને જો તેમ બનતું હોય તો મારે જણાવાની જરૂર પણ ન જણાત. તેને સાહેલી બનાવનાર તો કોઇક જ હોય છે. સાધારણ વ્યક્તિનું તે કામ નથી. તને કદાચ શંકા થશે કે સાધારણથી કેમ ન બની શકે? આ દુનિયામાં માણુસ સર્વ શ્રેષ્ટ પ્રાણી છે. તેનામાં ધારે તે કરવાની શક્તિ સમાયેલી છે. છતાં આપણે તે શક્તિને ઉપયોગમાં નથી લઇ શકતા. શક્તિ હોવા છતાં આપણે તો ફૂંકથી લોઢાની સળી વાળવા પ્રયત્ન કરીએ છીએ. કદી સફળ થવાય?

હવે આ પ્રમાણે તું ક્ષમાવાન થવા માટે તારી શક્તિ વાપરે અને ક્ષમાશીલ દેખાવાનો ડોળ કરે. કયાં મેળ ખાય? ક્ષમાને શોધવા તો અંતરના ઊંડાણમાં ડૂબકી મારવી પડે છે, શ્વાસને રૂંધી રાખવો પડે છે, અને ઊંડાણમાંથી આવતાં આંદોલનોને સાંભળવા માટે દુનિયા તરફથી તારા કાનને સંકેલી હૃદયનાદ તરફ વાળવા પડે છે. એ નાદ જ્યારે તું બરાબર સાંભળી શકે ત્યારે જ તારામાં ક્ષમારૂપી શક્તિ

કંઇક પ્રવેશ કરે. ઉપર પ્રમાણે ન બને તો ક્ષમાનો કટ્ટો શત્રુ ક્રોધ તો જરૂર ત્યાં આવવાનો જ. કારણ એને આવકાર નથી આપવો પડતો. જ્યાં જ્યાં તે ક્ષમાને નથી જોતો ત્યાં ત્યાં તે સત્વર દોડી જાય છે. અને તેની લોખંડી બેડીઓ ચઢાવી ત્યાંથી ચાલ્યો જાય છે. (આગળ ઉપર વાંચ્યું હશે.)

હવે ધારો કે તું ક્ષમાવાન થયો છું. પરંતુ તેનો ઉપયોગ કયાં અને કેવા સંજોગોમાં કરવો એ વિચારવા જેવું છે. બળવાનની સાથે તો હરકોઇ ક્ષમાથી વર્તે છે. પરંતુ નિર્બળને ક્ષમા બક્ષતાં મનમાં કંઇક સંકોચ થાય છે. થાય જ કારણ તેને મારવાની તારામાં શક્તિ છે; પરંતુ નિર્બળને દુઃખ દેવું એ કાયરનું કામ છે. બાથ ભરવી તો બળીઆ સાથે. જ્યારે તું ઉલટા અર્થમાં ઉપયોગ કરે છે. જો કે ક્ષમાને માટે ઉલટુસુલટુ કંઇ જ નથી. પરંતુ કદાચ તને તારી શક્તિ ડંખ્યા કરતી હોય તો તેનો ઉપયોગ બળવાન સાથે કરજે; તે પણ સારા માર્ગે. બળવાનની સાથે જો તે સમજે તો ક્ષમાથી અને ન સમજે તો બળથી. પણ નિર્બળ સાથે તો સમજે અગર ન સમજે તો પણ ક્ષમાથી જ તું વર્તજે, ત્યાં જ તારી મોટાઇ જણાઇ આવે છે.

હવે તું જરૂર ક્ષમાને શોધતો થયો હશે. અને જેવી તે તારી પાસે આવશે કે તરત જ તેની મોટીબેન જે બુદ્ધનું બોધીસત્ત્વ જેને ગાંધીજીએ વધાવી લીધું છે તેના તરફ લઇ જશે. તે જ અહિંસા. સારા યે હિંદનો ઉદ્ધાર કરનારી અને માણુસના જીવનમાં પવિત્ર નિસરણીરૂપ. હિંસાને

સમજાવવાની જરૂર નથી કારણ અત્યારે તો નાના બાળકના મુખમાંથી પણ સત્યાગ્રહ, સમભાવ, સન્માન એવા શબ્દો નીકળતા કોઇ કોઇ વાર તું સાંભળતો હશે. જરા ઊંડા ઉતરીએ તો આ દુનિયામાં કોઇ જીવને દુઃખ ન દેવું, અને કોઇ બીજાને દુઃખ દેતું હોય તો પણ તેને અહિંસાથી શાંત કરવો. આથી વધારેમાં સમજાવવાની મારામાં શક્તિ નથી, કારણ અમુક બાબતમાં અહિંસા કોને કહેવી એજ મને પણ નથી સમજાતું. અને વારે વારે કોઇને પૂછી હેરાન કરવું એ પણ હિંસા કહેવાય તેથી તેમ નથી કરતો. જો એકાદ બે દાખલા આપું: ધાર કે તું તારા ગામની પાદરે રાતને વખતે ફરવા માટે નીકળ્યો. તેજ વખતે તારી દૃષ્ટિએ નીચેનું દૃશ્ય પડે તો તું શું કરે? તારાજ ગામની કોઇ કુમારીને તેનું શિયળ ભંગ કરવાના ઇરાદાથી કોઇ ગુંડાઓ બળજબરીથી લઇ જતા હોય. તે વખતે તું તેમને સમજાવવા જાય તો તેઓ આવેશમાં આવી ગએલા તને પહેલોજ યમરાજાના દરબાર ભેગો કરી દે. હવે જો તું તેમને તેમના રસ્તે જવા દે તો હિંસા કહેવાય. અને જો તું કદાચ તેમને છળકપટ કરી મારી નાખીને છોડાવું તો પણ હિંસા કહેવાય. આ રસ્તો નથી સમજાતો.

બીજો દાખલો: ધાર કે તું તારા ખેતરમાં ફરવા ગયો. ત્યાં તેં એક શિયાળને, મધુર ટહુકાર સાથે પોતાની પ્રિયતમાના નૃત્યથી આનંદ કરતા મયુરને પકડતી જોઇ. હવે તું શું કરીશ? તેને છોડાવીશ કે જતો કરીશ? જો છોડાવે તો શિયાળ નિરાશ થાય. સાથે સાથે તેનાં ભૂખથી ટળવળતાં

બચ્ચાં પણ મરણને શરણ થાય. અને જો ન છોડાવે તો બીજી બાજુ મયુરની પ્રિયતમા (ઢેલની) વિરહ વેદના, અહા! કેવું કરુણ દશ્ય! તને તારી પ્રિયતમા આવી રીતે મૃત્યુને આધીન થતો જુવે તો શી દશા થાય? કંઇ સમજાતું નથી. વાચક, જો કદાચ તને સમજાય તો જરૂર તું વહેલામાં વહેલી તકે જણાવજે. આથી વધુમાં મારૂં મગજ અહિંસામાં નથી ઊતરી શકતું. માટે હવે ક્ષમાના મોટા ભાઇ સંયમ તરફ જઇએ.

હાથીને અંકુશ, ઘોડાને લગામ, બળદને નાથ અને ઊંટને નેથડી, આમ સર્વ પ્રાણીઓને કબજે કરવા માટે માણસે પોતાની બુદ્ધિ પ્રમાણે કંઇક ને કંઇક રચના કરી છે. અને પોતે જાણે પોતાનામાં કંઇજ નથી એમ જાણી પોતાના માટે કંઇજ ન બનાવ્યું. પરંતુ ન ભૂલ કે માણસનામાં જેટલું ઝેર છે તેટલું દુનિયા ઉપર બીજા કોઇ પ્રાણીમાં નથી. પ્રાણીઓના કરતાં તે વધારે ઘાતકી છે. તેમ છતાં મનુષ્ય પોતાની જાતને શ્રેષ્ટ માને છે. માનેજ. સત્ય છે. પોતાની જાતને આ દુનિયામાં કોઇએ વખોડી છે? પોતાની જાતને વખોડનારાઓના ઘણાજ જુજ દાખલા મળી આવે છે. તે બીજા નહિ પણ આજ સુધી આ દુનિયામાં જે મહાપુરુષો થઇ ગયા તેજ. જેનાં તું અત્યારે ચરણ ચુમી રહ્યો છું. કોઇના ચરણ ચુમવાથી આપણા જીવનનો ઉદ્ધાર નથી થતો. જીવનનો ઉદ્ધાર તો તેવા પુરુષોના જીવનમાંથી કંઇક ગ્રહણ કરવામાં સમાયેલો છે. તેં તારા મનને કદી પ્રશ્ન કર્યો છે કે તેઓ પણ પુરુષ છે અને હું

પણ પુરુષ છું. લોકો તેને શા માટે પૂજે છે અને મારા તરફ જોવાની પણ તસ્દી નથી લેતા? ના પૂછ્યો હોય તો હવે પૂછજે અને આ મારો જવાબ ધ્યાનમાં ઉતારજે.

તું પણ તેમના જેવો જ છે; છતાં તેમનામાં અને તારામાં ઘણો ફરક છે. શરીર સંબંધમાં નહિ પણ મનના. જો કે તારો અને તેમનો આત્મા તો એક જ છે. (તે વિષે જાણવા માટે અધીરો ના થઇશ. આગળ ઉપર જાણી શકશે.) તારૂં અને તેમનું મગજ તો એક જ તત્ત્વમાંથી તૈયાર થયેલું છે. પરંતુ બંનેને કેળવણી જુદી જુદી દિશામાંથી મળેલ છે. બંનેમાં આસમાન જમીનનો ફેર છે. બંનેના પ્રવાહ જુદી જ દિશાએ વહે છે. તેનો પુનિત પ્રવાહ સમુદ્ર તરફ જાય છે જ્યારે તારો પ્રવાહ તેની વિરુદ્ધમાં ગમે ત્યાં જંગલોમાં, કોતરોમાં કે ઉંડી ખાઇઓમાં ગુંચવાઇ જવાનો. એવી જ દશા તારી થવાની, કારણ તારા મનને તેં લગામ નથી લગાવી, જ્યારે મહાપુરુષોએ તેમના મનને લગામથી જકડી દીધેલાં છે. હવે તને પ્રશ્ન થશે કે મારે મનને લગામ કઇ રીતે લગાવવી? એ બજારમાં વેચાતી નથી, અને પહેરાવવા માટે બીજાની જરૂર પડતી નથી. એ તો આપ મેળે જ ઉત્પન્ન થાય છે. તે એ જ કે મનનો કાબુ, મનને સંયમમાં રાખવું તે.

મનને સંયમશીલ બનાવ્યું એટલે આખું જગ જીત્યા સમજવું. પણ ત્યાં જ હિમાલય જેવી મુશ્કેલી ખડી થાય છે. હિમાલયને ઓળંગવામાં જેટલી શક્તિની જરૂર પડે છે તેનાથી અધિક શકિતની જરૂર મનને સંયમમાં રાખવામાં

પડે છે. કારણુ વાંદરાના બચ્ચા જેવું મન જરાય જંપીને બેસતું જ નથી. દુનિયાની ગમે તે પ્રવૃત્તિમાં જાણ્યા વગર ઝંપલાવે છે. છેવટે હાથ ઘસી પાછું ફરે છે. સારૂં કરતું હોય તો ઇચ્છવાજોગ છે પણ આ તો નથી જોતું સારૂં કે નરસું. ઉજળું દીઠું એટલું દૂધ માની પી જવાનું. કંઇક નવીન દીઠું એટલે પોતાની પાસે મેળવવા પ્રયત્ન કરવાનું. અને ગમે તે ઉપાયે શકિતથી અગર પૈસાથી તેમ કરવાનું જ. તેમ કરીને પણ જો ઉપયોગ કરતું હોય તો સારૂં પણ જ્યાં વસ્તુ હાથમાં આવી કે તરત જ તેને કયાંય અન્ધકાર ખૂણામાં પધરાવી દેશે, ફરી તે કોઇની નજરે જ ન પડે.

વધારેમાં કહું તો ઘણા પોતાની સ્ત્રીથી પણ સંતોષ નથી પામતા. એક મૂકી બીજી અને બીજી મૂકી ત્રીજી. આખું જીવન જ આ પ્રમાણે ચાલ્યું જાય છે.

કાબુ વિનાના મગજને પોતાના સિવાય સઘળી વસ્તુઓ પ્રિય લાગે છે. તે પોતાને યોગ્ય છે કે નહિ તે તો જોવાનું જ નહિ. એ બાબતમાં તો શિવાજી જેવા કોઇ ભાગ્યે જણાઇ આવશે. અહીં તો ગમે તે ઉપાયે પોતાની પાસે મેળવવાનો વિચાર. પછી પરિણામ ગમે તે આવો.

હવે આશા રાખું છું કે લગામ વિનાનું મન તને સમજાયું હશે. આ પ્રમાણે મનને રાખી જીવન વેડફી નાખવું એના કરતાં પહેલેથી જીવનનો ત્યાગ કરવો વધારે સારો છે. જો કે આ સમજાતું નથી પરંતુ એક વખત તો ગમે ત્યારે સમજાય છે જ. તે વખતે તું માથે હાથ દઇ

રોવા બેસે છે. કરેલાનો પશ્ચાત્તાપ કરવા બેસે છે, અને તું તારી જાતેજ કબુલ કરે છે કે મનને સંયમમાં રાખ્યું હોત તો આ દશા ન થાત.

હવે સંયમ કયાં રાખવો તે સમજાવું. આ દુનિયામાં તને કોઇ સારી વસ્તુ ખરીદવાનો શોખ થયો. તે વખતે તારી પાસે પૈસા નહિ હોવાથી તેં તે ન ખરીદી. તેના વગર ચલાવ્યું અને તું બીજાની પાસે જઇ મેં સંયમથી ન લીધી એમ જણાવે તે તારી મૂર્ખતા છે. કારણ કે પૈસા વિના તો ભિખારી પણ ન લઇ શકે. પણ ખરો સંયમી કયારે કે તારી પાસે પૈસા હોય અને તે વસ્તુ વિના ચાલે તેમ નથી તે વખતે જો તું તેના વિના ચલાવી લે તો ખરો સંયમી કહેવાય.

અશકય વસ્તુ સામે હરેક સંયમશીલ બને છે પણ શકય આગળ તો કોઇકજ બની શકે છે.

સંયમ વિનાનો માણસ આ દુનિયામાં માણસ નથી પણ મૂર્ખ છે. તું ગમે તેટલું ભણ્યો હોય, તારી પાસે અખૂટ મિલ્કત હોય પણ જ્યાં તારા મનને એકજ સંયમ રૂપી લગામ નથી, ત્યાં એ સર્વ નકામું છે. તારા જ્ઞાનનો સમાવેશ સંયમમાં થાય છે. જેમ ઉપરી વિનાનું લાખો માણસોનું લશ્કર નકામું છે તેમ સંયમ વિનાનું સર્વ ડહાપણ નકામું છે. હવે તું કહીશ કે મારામાં સંયમ નથી તેથી શું બગડી ગયું? તે વિના મારામાં સર્વ ગુણો છે. તો હું તને જણાવીશ કે એ તારા સઘળા ગુણો પાણી ઉપર

જૂના સુતરના દોરડા વતી તૈયાર કરેલા ઝુલતા પૂલ જેવા છે. જેમ તે પૂલ ઉપર સહેજ વજન મૂકતાં પાણીમાં પડી જાય છે તેમ સંયમરૂપી બંધન વિના તારા ગુણો સ્હેજમાં નાશ પામે છે. માટે સંયમને શ્રેષ્ઠ કહ્યો છે.

માનવંતો માણુસ તરીકેનો ખીતાબ ધારી સંયમને અળગો મૂકી પશુ તરીકે જીવન વ્યતિત કરવું એ મને યોગ્ય નથી. અને બીજા તે પ્રમાણે કરે તે પણ નથી રૂચતું. (તું કદાચ એમ પૂછીશ કે બીજાની તારે શી પડી છે? એનો જવાબ હવે પછી આપીશ. હાલમાં તો એટલું જ જણાવીશ કે મારા અંતરમાં બીજાને માટે માન છે.) તેમ ન હોત તો મારે આ જણાવવાની જરૂરજ ન જણાત. કદાચ તું એમ ધારતો હોય કે જેને પડે તે ભોગવે. એ તો કુદરતી નિયમ છે, તો તે આજથી ભૂલી જજે. જેમ તારા પિતાને મન તારાં સર્વ ભાઇ-ભગિની સરખાં છે, સર્વના તરફ તેમના પ્રેમનો પ્રવાહ એકજ સરખો વહે છે તેમ જગતનો પાલક પિતા તેનાં બાલબચ્ચાં તરફ એક સરખો પ્રેમનો પ્રવાહ કેમ ન રાખે? જરૂર તેને મન તો સર્વ સરખા છે. ધાર કે તારા પિતાને તમે બે ભાઇઓ છો. તું ભણેલોગણેલો છે અને બીજો તદ્દન અભણ છે, અથવા સાધારણ છે. એટલે શું બીજો તારા પિતાનો પુત્ર નહિ? શું એ તારો ભાઇ નહિ? જરૂર તું એને ભાઇ તરીકેજ માનવાનો અને તારો પિતા પણ બંનેની ઉપર સરખુંજ હેત રાખવાનો.



## There should be no caste or creed between man and man.

પ્રભુના દરબારમાં સર્વ સરખા છે. તો પછી તું તારા મનમાં ભેદ શા માટે જોઇ રહ્યો છે? તારી દૃષ્ટિમાં ઊંચ-નીચનો ભેદ શા માટે રાખે છે? છેવટમાં દુનિયાનાં સઘળાં તારાં ભાઇબેનો છે. તો તારે તે પ્રમાણે વર્તવું જ જોઇએ. હવે કદાચ તું મને પ્રશ્ન કરીશ કે પ્રાચીન કાળથી ઉંચ નીચનો ભેદ ચાલી આવેલો છે, કારણ કે પ્રાચીન કાળમાં પણ ચાર જ્ઞાતિઓ હતી: બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર. તે વિષે તને સમજાવું. તે સમયમાં હાલની માફક ભેદ ન હતો. જુદાં જુદાં નામ ફક્ત વહેવારમાં સગવડતાની ખાતર આપ્યાં છે. જો તે વખતે બ્રાહ્મણ ક્ષત્રિય થઇ શકતો, ક્ષત્રિય વૈશ્ય થઇ શકતા, વૈશ્ય શુદ્ર થઇ શકતો અને શુદ્ર બ્રાહ્મણ થઇ શકતો. આને તું જાતિભેદ કહી શકીશ? ન સમજાય તો જો વ્યાસમુનિ માછણના પેટે જન્મેલા હતા છતાં બ્રાહ્મણ તરીકે પૂજાય છે. પરશુરામ બ્રાહ્મણ હતા છતાં ક્ષત્રિય તરીકે તે જીવી ગયા છે. હવે હું ધારૂં છું કે તું ઉંચનીચનો ભેદ ભૂલી જઇ સર્વને સમદૃષ્ટિથી જોતો થઇશ. મારે પણ એનીજ જરૂર છે.

**Life is the divine gift of God. We have to make good use of it.**

જો મારા તારાનો પ્રશ્ન દુનિયા ઉપરથી નાશ પામે તો સર્વ સંકટો સહેજમાં ભૂસાઇ જાય.

હવે હું તને પૂછું છું. કદાચ તને જો તારૂં બચપણ યાદ ન હોય તો તું તારી માતા પાસે જજે અને એટલું જ પૂછજે, કે માતા જ્યારે હું આ દુનિયામાં જન્મ્યો ત્યારે મારી સાથમાં શું હતું? માણસ મરણ પામે છે ત્યારે સાથમાં શું લઇ જાય છે, તે ધારી ધારીને જોજે. છેવટે સ્મશાન યાત્રાએ જઇને જોજે અને તેથી પણ ન સમજાય તો તારી જાતે પ્રયોગ કરી જોજે.

તું તો પૂછતાં પૂછીશ અને જોતાં જોઇશ; પરંતુ મારે તો મારી ફરજ બજાવવાની જ છે. આ દુનિયામાં માણસ જ્યારે જન્મે છે ત્યારે એક રીતે તેની સાથમાં કંઇ નથી હોતું, બીજી રીતે જરા ઉંડા ઉતરીને જોઇશું તો ઘણું જ લઇને જન્મે છે. તેનો અંત અત્યાર સુધી કોઇ લાવી શક્યું નથી અને લાવવાને કોઇ શક્તિમાન પણ નથી. તને શંકા થશે કે આટલું બધું તે શું લઇને માણસ જન્મે છે? બીજું કંઇ નહિ. તારૂં શરીર અને તારા જન્મની સાથે જન્મતું જગત. એમાં તો જરા પણ શંકા નથી જ.

હવે માણુસ કંઇ પણુ લઇને જન્મતો નથી તે પણુ સત્ય છે. જો જે જગતમાં જન્મ લઇ, જન્મથી મરણુ સુધી પોતાના જીવનને પોતાના જ ખાતર બીજાના ભોગ લઈ, પોતાનાં પેટ હરહંમેશ તર રાખે છે તે સઘળા સાથમાં કંઈજ લાવતા નથી અને કંઇ લઇ જતા પણુ નથી.

હવે જગતમાં જે લઇને જન્મે છે, તેઓ ખરી રીતે બીજાના માટેજ જીવે છે, અને પોતે જે કંઇ લઇને આવ્યા છે, એ પોતાના ભોગે પણુ બીજાને મદદ કરવામાં વાપરે છે. તેમને મન તો જગતનાં સર્વ સરખાં છે. તેમની નોંધબુકોમાં 'મારૂં' અને 'તારૂં' એ બે શબ્દોને સ્થાન જ નથી. છતાં તેમના મરણુ વખતે તેઓ તેમની સાથમાં ઘણુંજ લઇ જાય છે. પરંતુ તું તેને નથી જોઇ શકતો કે તે શું લઇ જાય છે? કયાંથી જોઇ શકે? પોતે ચોર એટલે બીજાને પણુ ચોરજ દેખે. પરંતુ જો તું તેમના જેવો થાય તો તું તેમને તારા જેવા જોઇ શકે. હવે તને પ્રશ્ન થશે કે મારે તેમના જેવું થવું છે માટે રસ્તો બતાવો.

હું રસ્તો તો બતાવીશ પણુ.... એ રસ્તે તારાથી જવાશે? જો તું તારા પુત્રનો ભોગ આપી શકશે તો તું તે રસ્તે જરૂર જઇ શકીશ.

માણુસ જે ધારે છે તે કરે છે, પણુ કરવાનું તેની શક્તિના ઉપર આધાર રાખે છે. જો સઘળા માણુસો પોતાની ધારણુા શક્તિ પ્રમાણે કરતા હોત તો આ દુનિયા કંઇક નવા જ રંગોએ રંગેલી જણુાત. તેમ બનવું ઘણુંજ

કઠિન છે. તેની જરૂર પણ નથી. જરૂર તો છે, પણ એક તો સમજાવા દે. તારે તો એટલુંજ જાણવું છે કે મરતી વખતે મારે કંઇક લઇ જવું છે. જો મરણ પછી તારે ખોરાકની જરૂર નથી, પાણીની નથી, કપડાંની નથી. ત્યાં ફક્ત જરૂર પડે છે ધર્મની. એજ ધર્મ તારે આ દુનિયા ઉપરથી લઇ જવાનો છે.

મહા પુરુષો પણ કહી ગયા છે કે આત્મા અમર છે. (તે વિષે પછીથી સમજાવીશ) ઘણી વખત આપણે કહીએ છીએ કે ફલાણો માણસ મરી ગયો. ખરી રીતે મરવાનું કંઇજ નથી. માણસો તેની તેજ સ્થિતિમાં હોય છે. ફક્ત આત્મા એકલોજ નથી હોતો. હવે તે ચાલી ગએલા આત્માને પણ ઠરીને નથી બેસવાનું. ફરી આની આજ સૃષ્ટિ ઉપર જન્મવું પડે છે. તે વખતે તારા આગળના જીવનનાં ધાર્મિક કૃત્યો સાથે રહે છે, અને પહેલાંના જીવનમાં પણ તેને સારી નામના મેળવી આપે છે. એ બધો પ્રતાપ 'મારા' અને 'તારા'નો. આ બેજ શબ્દો જેનામાં નથી તે દેવ તરીકે પૂજાય છે. તેથીજ હું તેઓને વારંવાર તારી દૃષ્ટિ સમક્ષ રજુ કરૂં છે.

તારાથી આ દુનિયામાં મોટાં મોટાં પુસ્તકો ન વંચાય તો ભલે, તારાથી પશ્ચિમની કેળવણી ન મેળવાય તો પણ ભલે, અને કદાચ તને આ દુનિયામાં કોઇ બોલાવે નહિ તો પણ તું તારા મનમાં મૂંઝાઇશ નહિ. પરંતુ તારા ઘરને ખૂણે બેસી, નીચેના શબ્દો મારો, તારો, મારૂં, તારૂં, મારે, તારે, મારી, તારી, મારા, તારાનો અભ્યાસ કરજે,

જ્યાં સુધી તારા હૃદયમાંથી નાબૂદ ન થાય ત્યાં સુધી.

તને પ્રશ્ન થશે કે આમ કરવાથી મને શો લાભ? લાભ એટલો જ કે આખી દુનિયા તારા ચરણમાં ઝૂકશે. તું એમનો અગ્રણી નેતા બનીશ. અને દુનિયાને કંઇક નવા જ તેજથી ઉજાળીશ.



## If a man may be animal, then what of the animals?

દુનિયામાં જ્યારે માણસો, માણસો મટી જંગલી બનશે તો પછી જંગલનાં જનાવરો પાસેથી શી આશા રાખવી? મારી મુશ્કેલી અહીંજ સમાયેલી છે. તનેજ શંકા થશે કે માણસો તો વળી જંગલી બનતાં હશે? એ પ્રમાણે ન હોત તો દુનિયાને ઉજાળવાની જરૂરજ ન જણાત. શંકાને સ્થાનજ નથી. જમાનો જંગલીનો છે. તે તું તારી આંખોએ જોઇ શકે છે.

'ડાહી સાસરે ન જાય અને ગાંડીને શિખામણ દેવા બેઠી,' એ વસ્તુ અત્યારે બની રહી છે. માણુસ માણુસ છે છતાં જંગલી બને છે. દાખલા તરીકે ઘણી વખત માણસો નહિ જેવા દોષે વિચારા જન-જનાવર અને પશુઓને હદ ઉપરાંત મારે છે. ધાર કે તું તારા ગામમાં તારા ઘેરથી કંઇ કારણસર બીજે મહોલ્લે ગયો તે વખતે ત્યાંનાં કૂતરાં તને ભસવાનાંજ કારણ કે તે તેમની ફરજ છે. પરંતુ તું તો વગર સમજે તારી લાકડી તેના ઉપર વાપરે છે. તેમ

કરવાની તારી ફરજ નથી. બોલ, હવે તું જંગલી કે તે જંગલી? તું જ. કારણ કે એ તો ન સમજ્યું, પરંતુ તું માણુસ થઇને શા માટે ન સમજ્યો? શા માટે એ ભસ્યું કે તરત જ ઊભો ન રહ્યો? એ નિમકહલાલ છે જ્યારે તું નિમકહરામી છે, કારણ કે તું માણુસ તરીકેની તારી ફરજ ન સમજી શક્યો. હજુ વધારેમાં સમજાવું. જો તું માણુસ તરીકેની તારી ફરજો સમજ્યો હોત તો પહેલી તારી માતૃભૂમિને આ સ્થિતમાં ન જોઇ શકત. અને જરા દૂર જઇએ તો દુનિયા અત્યારે જે દયાજનક સ્થિતિમાં ગઇ છે તેમ ન બનત.



## Look at your own condition.

ભલે દુનિયા ગમે તે સ્થિતિમાં હોય, તેને બાજુએ મૂક. તું તારા પગ સામું જોતાં શીખ. બીજાની બાબતમાં માથું મારવા કરતાં તારા કામની પહેલી સંભાળ રાખ. જો તું તારી જાતને સંભાળતાં શીખીશ તો દુનિયા આપોઆપ સંભાળતાં શીખશે. હવે તને પ્રશ્ન થશે કે મારે શું સંભાળવાનું છે? તારે સભાળવાનું ઘણું જ છે. તેનો અંતજ નથી. જેટલું દુનિયામાં માણુસને સંભાળવાનું છે તેટલું બીજા કોઇને નથી. અને તેથી તો તને શ્રેષ્ટ ગણુવામાં આવ્યો છે. તારે જે સંભાળવાનું છે તેને જો ક્રમવાર સમજાવું તો પાર પણુ ન આવે. છતાં મારી ફરજને આધીન થઇ આગળ ઉપર સમજાવ્યા છતાં બાકીનું સમજાવું છું.



## In this world, what you have, and what you have not?

આ દુનિયામાં તારી પાસે શું નથી અને શું છે? માણુસ જો ધારે તો દુનિયા સઘળી તેનીજ છે, અને ન ધારે તો ચાર ફૂટ જગ્યા પણ તેની નથી. બંનેનો તને ખુલાસો કરી બતાવું.

દુનિયા તો દરેકે દરેક વસ્તુનો અખંડ ખજાનો છે. માણુસો આવે છે અને જાય છે, પરંતુ તે તો તેનો તેજ રહે છે અને રહેશે. તેનો માલિક ફક્ત માણુસજ છે. આવા અખૂટ ખજાનાનો માલિક હોવા છતાં માણુસ પોતાની જાતને નિંદતો, માયકાંગલો બની બીજાની આગળ રોદણાં રડતો ફરે એ કેવી નવાઇની વાત? જરા તો વિચાર કર કે જેના આગળ તું રોદણાં રડે છે એ તારા જેવાજ માણુસ છે. તારા અને એનામાં કંઇજ ફરક નથી. તો પછી એના આગળ શિર નમાવ્યા કરતાં, તને જેણે આ દુનિયામાં જીવતદાન આપ્યું છે તેના આગળ નમાવ. એમ કરવાથી કદાચ તને સફળતા મળશે.

ન સમજાય તો વધારેમાં. જો ઘીના ઘાડવામાં દાખલ થયેલી કીડીને આ દુનિયામાં કઇ વસ્તુની જરૂર પડે? એકેય

નહિ. તો પછી પૃથ્વીરૂપી ઘાડવામાં ઘૂસેલા માણસને શાની જરૂર હોય? હવે તું પ્રશ્ન કરીશ કે કયાં કીડી અને કયાં હું? આમ જો કદાચ તું મોટાઇ ધરાવતો હોય તો તે નકામી છે. કારણ કે મારે મન તો તે કીડી છે છતાં મોટી છે. તારી માફક એ રોદણાં નથી રડતી. કોઇની પાસે કશાની આશા પણ નથી રાખતી. તે તો પોતાની જાતમહેનતથી પોતાનો ખોરાક ગમે તેવાં સંકટોમાં પણ મેળવી લે છે, અને ભવિષ્યને માટે પણ સંઘરી મૂકે છે. અહા! કેવી ડાહી! માણસો જો આવા હોત તો ખરેખર દુનિયા સ્વર્ગને પણ શરમાવત.

તેં કદી કીડીને નિહાળીને જોઇ છે? કયાંથી જુવે! તારી અખંડ ધમચકડમાંથી નવરો થાય ત્યારે જુવે ને. ન જોઇ હોય તો જોજે. એમાં ઘણું જાણવાનું મળશે. જ્યારે તે ખોરાકની શોધમાં નીકળે છે તે વખતની એની ચાલ આપણને પણ શરમાવે છે. અને જ્યારે તે ખોરાક (અનાજનો દાણો) લઇને તેના ઘર (દર) તરફ જાય છે તે વખતની એની અથાગ મહેનત જોઇ મને પણ ઘણી વખત દયા આવેલી. હું તેને મદદ કરવા પણ દોડી ગએલો. પરંતુ જ્યાં હું તેના ખોરાકને ગબડાવવામાં જરાક મદદ કરતો ત્યાં તો તે તેને મૂકીને જ ચાલી જતી. છેવટે મને સમજાયું કે સ્વાશ્રયી માણસ બીજાની મદદે નથી જીવતો. બીજાની મદદની જરા આશા પણ નથી રાખતો.

## Nothing of the world, is belonging to a man.

આ દુનિયામાં એક રીતે કહીએ તો માણસનું કંઇ નથી. કારણ કે મેં ઘણા એવા પણ મનુષ્યો જોયા છે કે જેને આ દુનિયામાં સાંજ પડે ચાર હાથ જમીન પણ સૂઇ જવા નથી મળતી, ત્યાં ખાવાની તો વાત જ કયાં!

આમ થવાનાં કારણ તો ઘણાંજ છે. પહેલું કારણ આળસ છે. બીજું ઘણાઓનાં જીવનજ અમુક પ્રકારનાં ઘડાએલાં હોય છે, જેને તમે 'માગી ખાવું અને મસ્જીદે સૂઇ રહેવું' એવા નામથી ઓળખો છો. તેઓને સુધારવા તમે તનતોડ પ્રયત્નો કરો તો પણ નકામા છે. કારણ કે વિષ્ટા ઉપર ભમતો ભ્રમર કમળની સુગંધીથી કદી લોભાતો નથી. ત્રીજું કારણ મને પણ નથી સમજાતું. કારણ કે ઘણા ભણેલાઓનો તેમાં સમાવેશ થાય છે. આથી એમ ન ધારીશ કે તે સઘળા વિદ્યાહીન હશે. તેઓનામાં જ્ઞાન છે, કામ કરવાની ધગશ પણ છે; પરંતુ દુનિયાને તેની કદર નથી. તેઓને દોરવા આ દુનિયામાં કોઇ તૈયાર નથી. કારણ કે

દુનિયાની દૃષ્ટિએ તેઓ ગરીબ છે. હવે ગરીબને કોણ મદદ કરે? જમાનો સિફારસ ઉપર ચાલી રહ્યો છે, ત્યાં બિચારા ગરીબનું શું ચાલે? કારણ કે સિફારસ આગળ જ્ઞાન ઉંધુ વળે છે; કુદરતની આગળ તો નહિ જ. છેવટમાં તેનો જ જય છે.

હવે સાધારણ વર્ગ તરફ જઇએ. સાધારણ વર્ગ એટલે મહેનત ઉપર પોતાનું ગુજરાન ચલાવવાવાળા. તેઓની સ્થિતિ પણ ઘણી કફોડી છે. આખી જીંદગી પેટે પાટા બાંધી મહેનત કરે, છતાં કૂતરાની પેઠે હેવામાં ઘસડાયે જાય. કારણ એકજ છે કે આજના ધનિકો, મંદિરો અને રાજતંત્ર.

ધનિકો તરફ જઇએ. લક્ષ્મી અને સરસ્વતીને કોઇ દિવસ મેળ ખાતો નથી. કદાચ ખાય તો સેંકડે પાંચ ટકા. તેથી શો લાભ? બાકીના પંચાણું ટકા તો વિદ્યાહીન. જમાનો તેમના ઉપર ચાલી રહ્યો છે. જ્ઞાન વિનાના ધનિકોને એમ ના ધારીશ કે તેમનામાં જ્ઞાન નથી હોતું? લક્ષ્મી કઇ રીતે બીજાની પાસેથી ખેંચવી, અને કયા ખૂણામાં સંઘરવી એ બાબતનું તો તેમની પાસે પૂરતું જ્ઞાન હોય છે, સર્ટિફિકેટ સાથે. ધનવાનોનાં મન એટલે દુનિયા ભલે ઊંધી વળી જાય. એમને તો એમના રંગ મહેલો એજ દુનિયા છે. સત્ય છે. શંકા લાવવા જેવું કંઇજ નથી. કારણ તેમના રંગ મહેલોમાં દુનિયા પરનાં આછાં આછાં ચિત્રો તો હોય છેજ, પરંતુ તે ચિત્રોને તેઓ ઓળખતા નથી. જો કદાચ ઓળખતા હોત તો મારે આ લાંબા વિવેચનમાં ઉતરવાની જરૂર ન જણાત. હવેથી તારા મહેલમાં ટીંગાવેલાં અવનવાં ચિત્રોને તું જરૂર નિહાળજે, અને તારા

હૃદયને પ્રશ્ન કરજે કે તે ચિત્રોમાં ઉભેલા કોણ હતા?

સર્વ મારતાનેજ મારે છે. એક બાજુ ધનિકોની ચુસ અને બીજી તરફ મંદિરોની. અત્યારના જમાનામાં હિંદનો અખૂટ ખજાનો મંદિરોમાં સમાયેલો છે, અને હજુ તેનો ચોતરફથી પ્રવાહ ચાલુજ છે. હોયજ એમાં નવાઇ નથી. આપણીજ મૂર્ખતા છે. જેમ રાયણના ઝાડે તેના થડમાં વડને ઉગવા આશરો આપ્યો, હવે એ રાયણને વડ ન ચૂસે ત્યારે કોને ચુસવા જાય? આવી સ્થિતિ તારી થઇ છે. તેં આશરો આપતાં તો આપ્યો, પણ આશરે આવનાર તનેજ ભાર રૂપ થઇ પડ્યો. હવે સીધી રીતે તે જાય તેમ નથી અને દૂર કર્યા વિના છૂટકો નથી. દૂર કરવા રસ્તો એકજ છે. જો આપણે હજારો વર્ષથી મંદિર તરફ દોરાતી પ્રજાના મનમાં અભાવો લાવી શકીએ તો પણ તેમ કરવું મુશ્કેલ છે. અંધશ્રદ્ધામાં ગરકાવ થએલાઓને ઉપર પ્રમાણે નથી રૂચતું. જો તું એકદમ તેઓને તે રસ્તે દોરવા જઇશ તો તારાજ ઉપર તેઓ ધસી આવશે. માટે તેને તું હાથ ન ધરીશ. તને બીજો ઉપાય બતાવું. તું પહેલું કામ મંદિરોનું પોલ જાણવા માટે કરજે, પછી જાણેલું પોલ ધીરે ધીરે જાહેરના કાન ભેગું કરજે. આથી તરતજ તારૂં કામ સિદ્ધ થશે.

મંદિરોની હિંદમાં જરૂર છે પરંતુ મંદિરોના માતેલા માલિકોની જરૂર નથી. મંદિરો તો હિંદની કલાકૃતિઓના ભવ્ય નમુના છે, જ્યારે તેના માલિકો ભયાનક શત્રુઓ છે. આ વાત હૃદયમાં ના ઉતરે તો જાતે અનુભવ કરજે.

હવે રાજંતંત્ર તરફ જઇએ. રાજતંત્ર પણ પ્રજાને અનેક રીતે ચૂસેજ જાય છે. પરંતુ તેની ખબર ઘણા ઓછાઓને પડે છે. કારણુ મજુર વર્ગ સિવાય બીજા કોઇને તે ભોગવવું પડતું નથી. બિચારો અજ્ઞાન મજુર વર્ગ અજ્ઞાનતામાં દોરાયે જાય છે. છેવટે બિચારો કકળતા હૃદયે કુદરતનો આશરો શોધે છે. જ્યારે બીજી તરફ કાનખજુરાનો એક પગ ભાગ્યો તોય શું અને બે ભાગે તોય શું? તેજ ધનિક વર્ગ.

દુનિયામાં ગરીબોની હાય જોવાની કોઇને ફુરસદ નથી. કોણ જુવે? જેને તે જોવાની છે, તેઓ તો તેમાં વધારો કરી રહ્યા છે.

વાચક, હવે તને સમજાયું હશે કે ઉપરના સંજોગોમાં હેરાન થતા મનુષ્યો પાસે શું રહે? જો કે હોય તો ઘણું પણ શા કામનું? તું જો તેવી સ્થિતિમાં આવી ગયો હોય તો મારા આ બે બોલ ધ્યાનમાં લે જે. તું તારૂં માણુસ-પણું કદી ના ગુમાવીશ. તેનાથી તને જરૂર શાન્તિ મળશે, કારણુ જેનામાં સાચી માણુસાઇ છે, તેના તરફ કુદરતનો હાથ, હંમેશાં માણુસાઇની કસોટી લીધા પછી, ઢળેલો જ રહે છે.

**Without any experience we are unable to know the thing which is good and bad.**

**Some time we are mistaken by seeing equal things in all.**

કસોટીએ ચઢાવ્યા વિના તો હીરો પણ પરખાતો નથી. કારણ, હાલના વિજ્ઞાનીઓએ કાચને પણ હીરાના ઘાટમાં ઘડી કાઢયો છે. જો કે દેખાવમાં તો હીરાના જેવો જ હોય છે; પરંતુ તેથી શું હીરાના જેટલી તેની કિંમત કદી અંકાવાની હતી? જેને પારખશક્તિ નથી તેને મન તો બંને સરખા છે. તેથી જ દુનિયામાં પારખનારની જરૂર પડે છે. તેની મદદ વિના આપણાથી સાચો હીરો નથી જોઇ શકાતો. તેજ પ્રમાણે મનુષ્યોમાં પણ છે. તું એમ ન ધારીશ કે દુનિયા ઉપર સર્વ સરખા છે, સર્વનામાં એક જ પ્રકારના વિચારો રહેલા છે. કયાંથી હોય? કોઇની આકૃતિ મળતી નથી આવતી તો વિચાર પણ કયાંથી મળતા આવે? અને જો કદાચ તેમ બન્યું હોત તો તું અને હું અત્યારે આ સ્થિતિમાં પણ ન હોત.

જો દુનિયામાં ઉપર જણાવ્યા પ્રમાણે સાચા હીરા જેવા ય મનુષ્યો છે, કાચના બનાવટી હીરા જેવા ય છે અને

તેથી વધુમાં કાચના નકામા નાના નાના ટુકડા જેવા પણ છે. હવે કાચના કટકા જેવા તો આપણી નજરમાં સહેલાઇથી આવી જાય છે, મહેનતની પણ જરૂર નથી જણાતી. કારણ જ્યાં જુઓ ત્યાં કાચની કરચોની માફક ટીચાયાજ કરે છે. તેજ હિંદનો બેકાર વર્ગ.

હવે સાચા હીરા તરફ જોઇએ. દુનિયામાં જેમ સાચા હીરા દરેક સ્થળેથી નથી મળી આવતા તેમ સાચા મહાન પુરુષો પણ ગમે ત્યાં નથી મળી આવતા. તેમનાં દર્શન પણ આપણને ભાગ્યેજ થાય છે. છતાં આપણે તેઓને કૅમેરા મારફતે જોઇ શકીએ છીએ, પુસ્તકો દ્વારા વાંચી શકીએ છીએ અને જો કદાચ હાલના નવયુગમાં હોય તો જમાનાના પ્રતાપે રેડિયો દ્વારા તેના કંઠને પણ સાંભળી શકીએ; પરંતુ આવા પ્રસંગો તો જીવનમાં ભાગ્યેજ પ્રાપ્ત થાય છે. કદાચ જો તું સાચાજુઠાને એક સ્થાને મૂકતો હોઇશ તો હરઘડીએ તેવા પ્રસંગો પ્રાપ્ત કરી શકતો હશે; પરંતુ એ શા કામના? તેમ કરવામાં તારો પણ વાંક નથી. કારણ તારૂં બેદરકારીપણું. પરંતુ એજ બેદરકારીપણું તનેજ ભૂલાવશે. માટે પહેલેથીજ એજ સાચા જુઠાને છૂટા પાડવાની શક્તિ મેળવ. તને કદાચ પ્રશ્ન થશે કે મારે શા માટે તેમને પારખવા જોઇએ? તો હું તને ઊલટુંજ જણાવીશ કે જ્યારે તારામાં તેમને ઓળખવાની શક્તિ નથી તો તેમને સાંભળવા માટે અધીરો બની તારા કાનને શા માટે તેમના તરફ દોરે છે? હવે તું કહીશ કે સાંભળવું એ આપણી ફરજ છે. તેના જવાબમાં સાંભળવા કરતાં સંભળાવનારને

પિછાની સાંભળવું એ વધારે સલામતીભર્યું છે. તને ક્યાં ખબર છે કે અત્યારે તારી દૃષ્ટિમાં જે હીરા છે તેમાં સાચા તો ભાગ્યેજ હશે. તને યોગ્ય લાગે તે કર, પરંતુ એટલું ધ્યાનમાં લેજે કે તું કદાચ જો સાચા તરફ હોય તો પણ જુઠા હીરાને નાખી ના દઇશ. કારણ તેનામાં પણ સાધારણ તેજ તો છેજ, તે પણ કોઇ કોઇ વખત સૂર્યના પ્રકાશથી પ્રકાશી ઊઠે છે. તે વખતે તે હીરાના જેવોજ જણાય છે. હવે તારે જરૂર તો છે પ્રકાશની ને?

સાચા હીરામાંથી તું દરેક ક્ષણે પ્રકાશ મેળવી શકશે, જ્યારે કાચના હીરામાંથી કોઇકજ વખત સૂર્યનાં કિરણોથી મેળવી શકીશ. તારા જીવનમાં જો મદદરૂપ થવાનો હોય તો તે કાચનોજ છે. કારણ તું તેને સહેલાઇથી મેળવી શકશે. જ્યારે સાચા હીરાની શોધમાં જો તું કદાચ આ દુનિયામાં નીકળી પડીશ તો તારૂં જીવન પૂરૂં થશે છતાં પણ તું સાચાને મેળવી શકે અગર નહિ. તો પછી તારી સમક્ષ પડેલા કાચના હીરામાંથી અવારનવાર આવતો પ્રકાશ શા માટે ન લેવો? ધાર કે તારા શરીરને દિવસમાં શેર અનાજની જરૂર છે; પણ જો શેર ન મળતું હોય તો શું કરવું? તે પ્રસંગે તને કોઇ પાશેર આપવા તૈયાર થાય તો શું તું તે નહિ લે? જરૂર લેવાનો. તેજ નીતિની ઉપર પણ જરૂર છે. જે મળ્યું એ પોતાનું. હાથમાં આવેલાને જતું તો નજ કરીશ. હાથને હાથ તરીકે ના જોઇશ. કારણ, ધાર કે તેં કોઇ નદીમાં તણાતા માણસને જોયો, અને પ્રયત્ન કરવાથી એક કપડાનો છેડો પણ તારા

હાથમાં આવ્યો. હવે તે વખતે તેં મારા વાક્યનો ઉપયોગ કરી હાથમાંના ભાગને કાપી લીધો. પરિણામ શું આવે? તારે સમજવાનું. પરંતુ જો તેં તે આવેલા ભાગને તારા તરફ થોડે થોડે ખેંચ્યો હોત તો પરિણામ જુદું જ આવત. માટેજ તને ચેતવું છું કે જે કંઇ ગ્રહણ કરે તે વિચાર કરીને કરજે, અને ગ્રહણ કરેલાને અમલમાં મૂકવાનો પ્રસંગ આવે ત્યારે તો તેથીયે વધારે ધ્યાન ધરજે.

હવે હું આશા રાખું છે કે દુનિયાના હીરાઓને તું પારખતો થયો જ હશે. ન થયો હોય તો હવે થજે એવી મારી વિનંતી છે.



## Please don't try to know the world but try to know first your-self.

દુનિયાનો વિચાર કરતાં તો મગજ પણ ગૂમ થઇ જાય છે. માટે તે વિચારમાં તું તારા મનને ના પરોવીશ, કારણ તારી કલ્પના શક્તિ પણ તેને પહોંચવાને અસમર્થ છે. તું કદાચ મને પૂછીશ. કદાચ તેં વાંચ્યું હશે કે જ્યાં "ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ." એ તો લખનાર લખી ગયા છે. જો કે સત્ય છે, પણ તેને અમલમાં તો કોઇ કાળે પણ ન મૂકી શકાય.

દુનિયાની શરૂઆત તો કોઇ શોધી શકયું નથી. શોધવાને કોઇ સમર્થ પણ નથી, અને શોધી શકે તેવો નરવીર અવતરવો પણ મુશ્કેલ છે. હવે જેની શરૂઆત નથી જડતી તેનો અંત પણ કયાંથી જડે? એ પણ અશકય છે. હવે કદાચ જો તું ભૂગોળ કે વિજ્ઞાન ભણ્યો હશે તો તને શંકા થશે, કારણ તેઓ તો દુનિયાની શરૂઆત જેણે જે પ્રમાણે શોધ્યું તે પ્રમાણે કહી ગયા છે. કોઇ વાંદરાથી, કોઇ ઘોડામાંથી તો કોઇ દેડકામાંથી. હવે મોટી મુશ્કેલી આપણે ઉકેલવાની. તેઓ તો લખી ગયા પણ ત્રણમાંથી સાચું કોને કહેવું? તને ફાવે તે. પરંતુ શોધકોને તું વાહવાહ શબ્દથી ના સંબોધીશ; કારણ એ ત્રણેય આ દુનિયામાં તો હતાંજ. એમાં શોધવાનું કયાંય હતું જ નહિ. ખરી શોધખોળ ત્યાં રહેલી છે કે પ્રથમ તે કયાંથી આવ્યાં? આનો અંત આવે તેમ નથી. માટેજ કહું છું કે તેવી માથાકુટમાં ના પડીશ. જ્યાં આપણું મગજ બિલકુલ ચાલતુંજ ન હોય ત્યાં તેને ચલાવવા પ્રયત્ન કરીએ તે નકામો છે. કારણ દા. ત. ધાર કે તને જ્યાં ભૂમિતિનો પહેલો પ્રમેય નથી આવડતો ત્યાં તું તારા મગજને ક્ષેત્રફળના પ્રમેય સાબિત કરવા દોરે એ કદી થઇ શકે? એવુંજ અહીં છે. તને જ્યાં તારી જાતનું ભાન નથી. તું કોણ છે, શું છે, શા માટે આવ્યો છે, તારે શું કરવાનું છે? આને સિદ્ધ કર્યા વગર તું એકદમ તને બનાવનાર કોણ છે, એ સિદ્ધ કરવા જાય, તે તું કયાંથી સિદ્ધ કરી શકે? નજ કરી શકે.

અને તેથી તો વારંવાર તને ચેતાવવો પડે છે. હજી

સમજીને જગતના ઝઘડામાં ના પડીશ, અને જયારથી જન્મ્યો છે ત્યારથી જગત પણ જન્મ્યું છે એમ જાણી તારૂં જીવન જીવજે. તને કદાચ પ્રશ્ન થશે કે શું મારા જન્મ પહેલાં જગત ન હતું? જગત હતું પણ તે તેં જોયું હતું? ના. તો પછી શા માટે નાહકની ધમાલમાં તારા મનને પરોવે છે? તું મને પૂછીશ કે આપણે આપણા પૂર્વજોને જોયા નથી, એટલે આપણે એમ કહી શકીશું કે તેઓ હતા જ નહિ? જવાબમાં એટલું જ કે તેઓ હતા ન હતા એ આપણે જાણુવાની જરૂર નથી. કારણ જાણુવાથી તને કશો લાભ નથી થવાનો. ધાર કે હતા. તેથી શું તું તેમને જોઇ શકવાનો હતો? અને ન ધારૂં તોપણ પરિણામ તેનું તેજ રહે છે. બધાની વચ્ચે મગજનો મરો, તેના કરતાં પહેલેથી જ તારા મનને તેમના એટલે ભૂતકાળમાંથી ખસેડી, તારા તરફ વાળી, ચાલુ જમાનામાં પરોવ કે જેથી બીજા પણ તારી મદદના આધારે પોતાનો માર્ગ મેળવી શકે.

હવે જો ઉપરના અગમ્ય પ્રશ્નોમાં તું તારૂં મન પરોવીશ તો આ દુનિયામાં કંઇ જ કરી શકીશ નહિ. વધારેમાં તારી સ્થિતિ ધોબીના કૂતરા જેવી થશે. નહિ ઘરનો કે નહિ ઘાટનો. (સમજાવવાની જરૂર નથી.)

**The soul is an immortal thing in this world, and with together he lies in the same form in each and every animal, man, insects and also tree.**

વાચક, હવે આપણે આગળ ઉપર મુલતવી રાખેલા વિષય તરફ જઈએ. તને કદાચ યાદ ન હોય તો તે એક જ આત્મા છે.

દુનિયાની દરેકે દરેક ચેતન વસ્તુઓમાં આત્મા રહેલો છે. એ તો તું જાણતો જ હોઈશ. મારે જે જણાવવાનું છે તે તું જાણતો હોય અગર ન જાણતો હોય, એ હું ચોક્કસ કહી શકતો નથી. પણ જો તું કદાચ ન જાણતો હોય તો હવે પછીથી જાણજે. જે જે વસ્તુઓમાં જે આત્મા રહેલો છે તે એક જ છે; પરંતુ તારી આંખોએ તે જુદા જુદા સ્થાને દેખાય છે.

તું કદાચ પ્રશ્ન કરીશ કે જો આત્મા એક છે તો આપણને જેટલું જ્ઞાન છે તેટલું પશુપક્ષીઓમાં કેમ નથી? આ હું તને મારી શક્તિ પ્રમાણે સમજાવીશ. કારણ દલીલો આપી આત્મા જેવા વિષયને સમજાવવાની મારા નાના મગજમાં શક્તિ નથી, છતાં પણ મારી શક્તિને અનુસરીને હું તારા પ્રશ્નનો જવાબ આપીશ. જો તારું અને પશુ-

પક્ષીનું શરીર એક નથી. એમાં ઘણોજ ફરક છે. આથી એમાં રહેલો આત્મા તેને અનુસરીને તેની ફરજો બજાવ્યે જાય છે. આથી વધારે જો હું સન્ત જ્ઞાનેશ્વર હોત તો જણાવત. પરંતુ લાચાર છું કે તેમ નથી.

હવે તારા મનમાં બીજો પ્રશ્ન ઉઠશે કે જુદા જુદા શરીરવાળાં પશુપક્ષીને બાજુએ રાખો, પરંતુ સરખા શરીર-વાળા સર્વ મનુષ્યોમાં કેમ સરખું જ્ઞાન નથી? એ તો હું તને પ્રત્યક્ષ દાખલો આપી સમજાવીશ. અને તું પણ સહેલાઇથી સમજી શકશે. જો પહેલું તું બાજરીનું એક જાતનું બી લેજે. તેને તું જુદી જુદી જાતના ખાતરવાળી જમીનમાં વાવજે. બધે સ્થળે બધાને એક જ કૂવાનું સરખા પ્રમાણમાં પાણી પાજે. પછી પરિણામ શું આવે છે તે નિરીક્ષણ કરીને જોજે. તું તો કરતાં કરીશ અને જોતાં જોઇશ પણ મારે તો તને આગળથી જણાવવાની જરૂર છે.

તારી વાવેલી બાજરી ઉપર ડુંડાં આવશે. બધાં એક સરખા આકારનાં નહિ હોય. કોઇ લાંબુ હશે. કોઇ ટૂંકું હશે, કોઇ પાતળું હશે તો કોઇ જાડું હશે, ગમે તે હિસાબે કોઇ કોઇને મળતું તો નહિજ આવે. હવે તે સઘળાંને મસળી તું જુદા જુદા વાસણમાં ભરજે. પછી તપાસજે. દાણા પણ સરખા નહિ હોય, જો કે છે તો બાજરીજ પણ બાજરી બાજરીમાં ફરક છે. સાથે સ્વાદમાં પણ ફેર છે. હવે હું તને પૂછીશ, કે તેં સઘળે સ્થાને એકજ પ્રકારનું બી વાવ્યું હતું, એકજ જાતનું પાણી પાયું હતું. તો પછી પરિણામ જુદું સાથી આવ્યું? હવે તું મને કહીશ

કે પાણી અને બી સરખું હતું પણ જમીન તો જુદી હતી. તો હું જણાવીશ. જમીન તો બધી એક જ છે. ત્યારે તું કહીશ કે જમીન એક છે પણ તેને જુદે જુદે સ્થળે મેં જુદી જુદી જાતનું ખાતર નાખ્યું હતું. તેથી જ પરિણામમાં ફેર પડ્યો. મારે આટલાની જરૂર હતી.

જેમ બી એક હતું પણ જુદી જુદી જાતના ખાતરના પ્રભાવે તેમાં નાના મોટાપણું અને સ્વાદનો તફાવત પ્રાપ્ત થયો. તેજ પ્રમાણે દુનિયાના મનુષ્યોમાં પણ બને છે. હજુ ન સમજાય તો વધારેમાં સમજાવું. જો આપણા સર્વમાં આત્મા તો એક જ છે. પરંતુ તે આપણને નથી સમજાતું કારણ તેને સર્વ સ્થળે સંસ્કારરૂપી ખાતર એક સરખું નથી મળતું, તેથી જ જુદાપણું પ્રાપ્ત થાય છે. પણ જેમ બાજરી વાવતી વખતે એક હતી પણ પાછળથી તેમાં ફેર પડ્યો તેમ માણસ જ્યારે આ દુનિયામાં અવતરે છે ત્યારે તેનામાં કંઇ પણ પ્રકારનું જુદાપણું હોતું નથી, પરંતુ જુદાપણું પાછળથી પ્રવેશે છે. દા. ત. જુદી જુદી કોમોનાં બે નાનાં અણસમજુ બાળકોને સાથે રાખી જોજે. પછી તેમના વચ્ચે ચાલતા વાર્તાલાપને તું શાન્તિથી સાંભળજે. સાંભળીને વિચારજે કે તેનામાં બે જુદા જુદા આત્મા છે કે એક? તને કદાચ જુદા દેખાય અથવા એક, પરંતુ મારા મત પ્રમાણે તો બંનેમાં એક જ આત્મા છે. અને તું તારી આંખે પણ એક જ જોઇ શકીશ. જો તેમનામાં, તારામાં જે જુદાપણું છે તેનો એક અંશ પણ નથી. હવે એ બાળકોને તું મોટી વયે જોજે. તને નવાઇ લાગશે. તું બંનેને જુદા જ

જોઇશ. તેમના વિચારો પણ વિરુદ્ધ હશે. તું જ પૂછીશ કે આનું કારણ શું? કારણ એકજ અને તેજ સંસ્કારો.

આત્મા એક છે પણ તેને જુદા સ્વરૂપમાં લાવનાર સંસ્કારો છે. શરીરનાં ખોખાં તો એકજ તત્ત્વનાં બનેલાં છે. જો તારૂં, મારૂં અને બીજાનું એકજ તત્ત્વનાં છે, પણ તેમના વિચારો કોઇ કોઇને મળતા આવતા નથી. કારણ, જુદા જુદા સ્થળે જુદા જુદા સંજોગોમાં કંઇક જુદા જ સંસ્કારો તેના ઉપર અસર કરે છે.

હવે તને શંકા થશે કે અત્યારે આ દુનિયામાં સંસ્કારી અને અસંસ્કારી એમ બે પ્રકારના મનુષ્યો છે; પરંતુ શરૂઆતમાં તો બેમાંથી એકજ પ્રકારના હોવા જોઇએ, કારણ, દુનિયા એકદમ આ સ્વરૂપમાં નથી આવી. તેની શરૂઆત તો ગમે ત્યારે બેજ વ્યક્તિથી થઇ હશે. હવે જો તે વખતે સારા સંસ્કાર હોય તો અત્યારે પણ તેમ હોવું જોઇએ, અને ખરાબ હોય તો તે પ્રમાણે બને. પરંતુ અત્યારે તો બંને છે. આ નથી સમજાતું. જો સમજાવું: તારી આ ધારણાજ ખોટી છે. કારણ, જેને આજ સુધી કોઇ ન શોધી શક્યું તે વિષે વિચાર કરવો એ હવામાં બાથ ભરવા જેવી છે. (આગળ ઉપર આવી ગયું છે.) છતાં પણ તારી શંકા હું દૂર કરી આપું છું. જો, ધાર કે તારા મત પ્રમાણે દુનિયાની શરૂઆત થઇ. તે બંને વ્યક્તિ સારા સંસ્કારવાળી હતી. એટલે તેની પ્રજા એટલે આપણે પણ તેવા હોવા જોઇએ. પરંતુ તેમ નથી. તેનું કારણ, દેવતાના છોકરા કોલસા. જો કે દરેક બાબતમાં આમ નથી બનતું.

હવે જો તે કોલસાને ફરીથી આપણે બીજાની મદદથી સળગાવીશું, તોપણ તે મૂળ સ્વરૂપમાં તો નહિજ આવે. અને સાથે સાથે કદમાં પણ ઓછો થતો જશે. આમ વારંવાર કરવાથી છેવટે તે દેવતા રાખોડીમાં ફેરવાઇ જશે. તેમ સંસ્કારો પણ અસંસ્કારમાં ફેરવાઇ શકે છે એવી ધારણા છે.

એકદમ ઊંડા પાણીમાં ઊતરવામાં માલ નથી. પરંતુ જો તું થોડા પાણીમાં ફરતાં બરાબર શીખીશ તો તું ઊંડાઇમાં પણ સહેલાઇથી ફરી શકીશ. માટે પહેલું તો આપણે આપણા ઘરમાં ફરતાં શીખવું જોઇએ. જ્યારે તમે ઘરમાં ફરતા થશો, ત્યારે પાણીની માફક દુનિયામાં તો આપોઆપ ફરતા થઇ જશો, અહીં ઘરનો અર્થ ઘરના ખૂણા ગણવાનો નથી, પણ ઘરને અનુસરવાનો. ઘરની રીતભાત, આચારવિચાર અને વર્તણૂકની તપાસ રાખવાનો. કારણ, ઘરમાંથીજ માણસનું જીવન ઘડાય છે. માણસના જીવનમાં જે જે સારા-નરસા સંસ્કારો જણાઇ આવે છે, તે બધાનું મૂળ ઘરજ છે. જો કે સમજણા થયા પછી ઘરના સારા-નરસા સંસ્કારો આપણને કંઇ અસર નથી કરી શકતા, પરંતુ કુમળાં મગજ ઉપર તેનું જોર ઘણુંજ ચાલે છે. માટેજ મારે તને જણાવવાનું છે કે જો તારા ઘરમાં નાનાં બાળકો હોય તો તેમની સમક્ષ કોઇ દિવસ ખરાબ આચરણ ન આચરીશ.



## Mother is the only root of this world.

ઘરની બાબતમાં મારે પિતા કરતાં માતાને ઉદ્દેશીને કહેવું એ વધારે જરૂરનું છે. કારણ બાળક પિતા કરતાં માતાની ગોદમાં વધારે સમય લપાયેલું રહે છે. એટલે માતાના સંસ્કારો તેનામાં જલદી ઘર કરી બેસે છે. ખરી રીતે માતા એજ બાળકનું ભવિષ્યનું જીવન છે. માતાના ખોળામાંથી જે પ્રાપ્ત થયું તે કોઇ કાળે પણ અથાગ પ્રયત્ન કરવા છતાં દૂર થતું નથી. તેને કાઢવાને કોઇ સમર્થ પણ નથી. કયાંથી સમર્થ હોય? જે શક્તિ છે તે માતાનામાંથીજ આવેલી છે. માટેજ માતાએ પહેલેથી જેમ બને તેમ પોતાના બાળક પર સારા સંસ્કારોનો વરસાદ વરસાવવો જોઇએ કે જેથી તેનાં ફળ સારાં આવે. તે પોતાને તેમજ સાથે સાથે તેના બાળકને પણ મળે; વધારેમાં સારાયે સંસારને પણ મળે. આથી વધુમાં હું માતાના માથા ઉપર બોજો નાખવા નથી ચાહતો. માતાએ પહેલું પોતાના બાળકને સારા સંસ્કારોથી શણગારવું. તેમ કર્યાં બાદ બીજી પ્રવૃત્તિમાં માથું મારવું હોય તો મારવું.

આજકાલ જગતની ઘણી બેનોને તો માતા થવાનું જ નથી રૂચતું. સમજાવવાની જરૂર નથી. તું તારી સગી આંખોએ જોઇ શકશે; છતાં પણ નીચેના બે શબ્દો ધ્યાનમાં લેજે. સ્ત્રીનું સાચું માન માતામાં સમાયેલું છે અને સ્ત્રીની દુનિયામાં મોટામાં મોટી ફરજ કહો યા પ્રવૃત્તિ કહો તો તે પુત્રને સારામાં સારી કેળવણી આપવી તે છે. આ વિના સ્ત્રીજાતિ વગરસમજે બીજી નહિ જેવી પ્રવૃત્તિમાં હાથ ઘાલે તો તે તેમનું ગાંડપણ છે, અથવા તો પશ્ચિમનો પવન પણ હોય.

હવે હું ધારૂં છું કે જો તું કદાચ સ્ત્રી હશે તો તને તારી ફરજ સમજાશે.

જગતમાં જે જે થઇ રહ્યું છે તે જગત નથી કરતું પણ જગતની માતાઓ કરે છે. માતા માટે આ સિવાય બીજું કંઇ નથી.

હવે આપણા મૂળ વિષય આત્મા તરફ જઇએ. આત્મા એક છે તે તો આપણે આગળ ઉપર સાબિત કર્યું છે. હવે આત્મા અમર છે તે સાબિત કરી બતાવું. ધાર કે તું મુંબઇમાં ભૂલેશ્વર લત્તામાં રહે છે. એક દિવસ તું તારા મકાન પરથી સજ્જ થઇ, પગપાળો સાંજના ૬ વાગે, તારી સ્ત્રી સાથે ચોપાટી તરફ દીલ બ્હેલાવવા જતો હોય, તે વખતે તેં કોઇ નગ્ન પુરુષને જોયો. તેજ ક્ષણે તારા મનમાં કંઇક સંકોચ થશે, તને તો તને પણ તેને જે જે જુવે છે તેમના હૃદયમાં પણ તેજ પ્રમાણે થાય છે. હવે હું તને પૂછું છું: નગ્ન તે છે તો શરમ અથવા સંકોચ

તેને થવો જોઇએ. જ્યારે તું તો પૂરેપૂરા શણગારથી સજ્જ થએલો છું. છતાં તું કેમ સંકોચ પામે છે? કારણ એક જ. તેનો અને તારો આત્મા એક જ છે. ઉપરના સ્થળે તું સંકોચ નથી પામતો એટલે તારૂં મન. પરંતુ તારામાં જે આત્મા રહેલો છે તે સંકોચાય છે. તેથી જ આત્મા એક છે.

હવે જો કદાચ તું આત્માને માનતો ન હોય તો સમજાવું. સાધારણ વિદ્યાર્થી-જીવનનો દાખલો આપું. ધાર કે તું માધ્યમિક શાળાના છેલ્લા વરસમાં અભ્યાસ કરે છે. અભ્યાસ પૂરો કર્યાં પછી તું અમદાવાદ જેવા શહેરમાં તારા સ્થાનેથી પરીક્ષા આપવા માટે ગયો. તે વખતે પ્રકાશ ટૉકીઝમાં **Mother India** (હિંદ માતા) નામના અજોડ ચિત્રપટની શરૂઆત થઇ છે. તે ફક્ત ત્રણુજ દિવસ ચાલવાનું છે, તારી પરીક્ષા સાડા ત્રણ દિવસ ચાલવાની છે. હવે તારૂં મન બીજો ઉપાય નહિ સૂઝવાથી જોવાને તલપાપડ થઇ રહ્યું છે. છેવટે તારા મનને આધીન થઇ, પૈસા લઇ, કપડાંની ટાપ-ટીપ કરી, જવા માટે તૈયાર થયો. આ વખતે તને કોઇક ચેતાવે છે, પરંતુ તારી ધમાલમાં તું તેને સાંભળી શકતો નથી. તે ચેતાવનાર તારો અંતર આત્મા, તારો જીગરજાન દોસ્ત. તું જે જે કરે છે તે એને સહન કરવું પડે છે. આથી તે પહેલેથી જ તને ચેતાવે છે. જ્યારે તું તૈયાર થઇ જવાની તૈયારી કરતો હોય છે ત્યારે તને રોકવા માટે તે નીચે પ્રમાણે જણાવેલા પ્રશ્નો પૂછે છે. ક્યાં જાય છે? તારૂં મન કહેશે: સીનેમા જોવા. તરત જ જવાબ મળશે કે ના જઇશ. તે વખતે તારૂં મન તેને સમજાવશે કે ચિત્રપટ

ઘણું જ સારૂં છે, ત્રણુ જ દિવસ ચાલવાનું છે. આત્મા કહેશે કે ભલે એ ગમે તેવું હોય. એને તો અહીં નહિ તો બીજે સ્થળે પણુ તું જોઇ શકીશ; જ્યારે આ તારી ગએલી પરીક્ષા (ભવિષ્ય) તું ફરી નહિ જોઇ શકે. તું કહીશ કે પરીક્ષા માટે મારી પૂરતી તૈયારીઓ છે. હું આજે વાંચવાનો પણુ નથી. તો શા માટે વખતનો સદુપયોગ ન કરૂં? આત્માઃ તારી સર્વ તૈયારીઓ સીનેમાના ચિત્રોથી નાશ પામશે, કારણુ સીનેમાની બનાવટી સુંદરતાના અજોડ નમુનારૂપી ચિત્રોને તું નથી છોડી શકતો. તું તેમાંને તેમાં જ ભમ્યા કરે છે. માટે હજુ કહું છું ના જઇશ. જો આ વખતે તું તારા આત્માને આધીન થઇ વિચાર માંડી વાળે તો તું જરૂર ફતેહમંદ નીવડે. કારણુ આત્મા કોઇને કોઇ દિવસ આડે રસ્તે નથી ચઢાવતો; પરંતુ એની સલાહ સાંભળે કોણુ? તું તો તારૂં ધાર્યું જ કરવાનો. છેવટે ગોથાં ખાવાનો. પરંતુ એટલું યાદ રાખજે કે અંતરનાદથી વિરુદ્ધ જનાર કદી ફાવ્યા નથી અને ફાવશે પણુ નહિ. (તેજ આત્મા જેને લોકો આત્મશ્રદ્ધાના નામથી ઓળખે છે અને તેજ મન જેને લોકો મહત્ત્વાકાંક્ષાના નામથી ઓળખે છે.) હવે તો તું આત્માને ઓળખતો થઇશ જ.

હવે આત્મા અમર છે તે વિષે સમજાવું. ઉપર આપણે જોઇ ગયા કે આત્મા એક છે. આત્મા એક છે માટે જ તે અમર છે. જો આત્મા એક ન હોત તો તેને અમર ન કહેવાત. માણુસો મરે છે પણુ આત્મા નથી મરતો. અને જો આત્મા મરતો હોત તો પરિણુામ જુદું જ આવત.

કારણ કે સર્વમાં આત્મા છે. આથી એકના મૃત્યુથી સર્વ મરણને શરણ થાત. દુનિયા દુનિયાને ઠેકાણે થાત અને મારે લખવાની મહેનત પણ કરવી ના પડત; પરંતુ મારે તો લખવાની મહેનત કરવાની રહી છે. માટેજ આત્મા અમર છે. આથી વધારે સમજાવવાની મારામાં શક્તિ નથી.



## Self confidence depends upon soul, while ambition depends unpon the mind.

હવે તને આત્મશ્રદ્ધા અને મહત્ત્વાકાંક્ષા વિષે સમજાવું. ઉપર કહ્યા પ્રમાણે આત્મશ્રદ્ધા એ અન્તરની આશા છે. મહત્ત્વાકાંક્ષા એ મનની આશા છે.

મન અને આત્માને સમજાવવાની જરૂર નથી તે વિષે તો ઘણુંજ સમજાવ્યું છે. છતાં પણ અહીં સમજાવું. જો, મન તો ગાંડું છે. એનો ધંધો હવામાં કિલ્લા બાંધવાનો છે, અને અશકય વસ્તુઓનું સેવન કરવાનો. જો કે તેને સફળ કરવા માટે પ્રયત્ન તો કરે છે. પણ કયાંથી સફળ થાય? નજ થાય. જો કે ઘણી વખત સફળતા મેળવવાની તૈયારીમાં હોય છે, પણ તેજ વખતે તે તેને કંટાળીને છોડી દે છે. છેવટે નિરાશ થઇ બેસે છે. એ નિરાશાની હદજ નથી. પરિણામમાં જીવનની બરબાદી. આથી તને હું ચેતાવું છું

કે મહત્ત્વાકાંક્ષા ન રાખીશ. કારણ કે મહત્ત્વાકાંક્ષાને વળગી રહેનારો આ દુનિયામાં કંઇ જ કરી શકતો નથી.

હવે આત્મશ્રદ્ધા તરફ જઇએ. આત્મા તેની આશાઓને કોઇ કાળે અધૂરી નથી મૂકતો. પરંતુ જો તેનું નિવાસસ્થાન સારૂં હોય તો, કદાચ જો તે સારૂં ન હોય તો અધવચ પડી જાય. આવા પ્રસંગે તેની આશાઓ અધૂરી રહી કહેવાય એમાં જરા પણ શંકા નથી, છતાં એટલું ધ્યાનમાં રાખજે કે એનાં અધૂરાં કૃત્યોને પણ દુનિયા હર્ષથી વધાવી લે છે. કારણ, તેમાંથી દુનિયાને કંઇક નવુંજ જાણવાનું મળે છે. દા. ત. ગુજરાતનો યુવાન કવિ કલાપી. જો કલાપીના જીવનને કુદરતે દશ જ વરસની વધારે મુદત આપી હોત, તો ગુજરાતી ભાષામાં કંઇક નવીન જ્યોત ઉત્પન્ન થાત. છતાં પણ એનાં અધૂરાં રહેલાં કૃત્યોએ થોડી પણ જ્યોત પ્રગટાવી છે.

આત્મશ્રદ્ધાવાળો મનુષ્ય પોતે આદરેલા ગમે તેવા કઠિન કૃત્યથી પણ કંટાળતો નથી. કારણ, એ જે કામ આદરે છે તે તેની શક્તિને અનુસરીને શકિત બહાર કદી પગ નથી ભરતો. અને તેથીજ હું તને ચેતાવું છું કે આત્મશ્રદ્ધાને અનુસરનાર ગમે તેવા સંજોગોમાં હોય છતાં પણ કોઇક દિવસ તો ઊંચે આવવાનો જ. માટે આજથીજ તારી મહત્ત્વાકાંક્ષાને છોડી દેઇ આત્મશ્રદ્ધાને તારી બનાવજે.

❧

**In your life,**
**perhaps you will be a farmer or**
**a merchant or a servant or a teacher.**

વાચક, તું આ જીવન દરમિયાન કંઇક ને કંઇક તો કરતો જ હઇશ. કદાચ તું ખેડૂત હશે, વેપારી હશે, નોકર હશે કે શિક્ષક હશે. પણ આ ચારમાંથી એક તો હશે જ.

હવે જો તું ખેડુત હોય તો મારે તને ઘણું જ જણાવવાનું છે. હાલના ખેડૂતો પોતાના ધંધાને ઘણો નીચ માનતા થઇ ગયા છે. એમાં તેમનો દોષ નથી પણ જમાનાનો દોષ છે; છતાં પણ એટલું હું તને જણાવીશ કે તું ગમે તે ધારતો હોય, પણ ખેતી એ જ દુનિયામાં સ્વતંત્ર ધંધો છે. હવે આ દુનિયામાં હું સ્વતંત્ર વસ્તુની તુલનામાં આ દુનિયાની એક પણ વસ્તુને લાવી શકું તેમ નથી. હવે તું મને કહીશ કે જ્યાં મારાં સંતાનો ધૂળ ફાકે છે ત્યાં સ્વતંત્રતાને શું કરૂં? સત્ય છે. તું આખી જીંદગી માટી સૂંથે છે, ફક્ત તારા અને તારા જીવનની આજીવિકા મેળ-

વવા માટે; પરંતુ છેવટમાં તને એ ચૂંથેલી માટી પણ નથી જોવાની મળતી, કારણ તે પણ વરસાદથી બેસી ગએલી હોય છે. જો કે મને તો ઘણીજ દયા આવે છે. જ્યારે જ્યારે હું તને પેટે પાટા બાંધી જમીન સાથે કુસ્તી કરતો જોઉં છું ત્યારે મારા તો સાંધાજ ગગડી જાય છે, પણ મારૂં મગજ નથી તેમ બની જતું. તે તો તરતજ 'ખેડુત જગતનો તાત ગણાયે,' એ લીટીને ગાવા મંડી પડે છે અને તને ધન્યવાદ આપે છે. સાચેજ ખેડુત જગતનો પિતારૂપ છે. દુનિયાએ તારા માટે કંઇજ કર્યું નથી, પણ દુનિયાએ તને તેનો પિતા તો બનાવ્યો છેજ. હવે એ તારાં સંતાનો આજકાલ બીજી ધમાલોમાં પડવાથી તને ભૂલી ગયાં છે. આથી તું અધીરો બની કંટાળી તારા ધંધાને ના છોડી દઇશ. કારણ ગમે ત્યારે તારા આશરા વગર તારાં સંતાનોને છૂટકો નથી. તેમની ધમાલો પૂરી થતાં વહેલામાં વહેલી તકે તેઓ તારા તરફ દોડી આવશે, અને જ્યારે તેઓ તને લમણે હાથ દઇ બેઠેલો જોશે ત્યારે તારાં સંતાનો મનમાં ઘણોજ પસ્તાવો કરશે, અને તેજ વખતે તેમને સમજાશે કે આપણી સાચી ફરજ તો આપણા અને પિતાના ચરણોમાં પડી છે, છતાં આપણે આંધળા બની તેની શોધમાં નીકળી પડયા. આવી સ્થિતિમાં આવી પડેલાં તારાં સંતાનોને માફી બક્ષજે, તેમાંજ તારૂં ગૌરવ સમાયેલું છે.

જગતના પાલક પિતા ખેડૂત, હવે ગભરાઇશ નહિ. કારણ, તારા સુખની નાબતોના સ્વરો કંઇક કંઇક સંભળાવવા લાગ્યા છે. હવે પછીથી તું તારી દૃષ્ટિને બીજે ના

પરોવીશ. હું પણ તને ભવિષ્યનો પિતા જોવાની આશા રાખું છું, કારણ ભૂતકાળમાં હતો, વર્તમાનમાં છે અને જ્યારે ભવિષ્યમાં તને તારા સ્થાનથી ભ્રષ્ટ થએલો જોઉં, અને હૃદયમાં બળ્યા કરૂં એના કરતાં પહેલેથી બનતું કરવું એ વધારે સારૂં છે.

તું તો રાજાનો પણ રાજા છે.

---

હવે જો તું કદાચ વેપારી વર્ગનો હોય તો. જો કે વેપારી વર્ગમાં તો ઘણાનો સમાવેશ થાય છે. નાનામાં નાના ચુડી બંગડી કે સાવરણીઓ વેચનારથી તે સોનાચાંદીના વેપારીઓ સુધી જેટલાનો સમાવેશ થાય તે બધાને વેપારી કહી શકાય. વેપારી એટલે જે વ્યક્તિ આપણને નાનામાં નાની ચીજથી મોટામાં મોટી ચીજ સહીસલામતપૂર્વક મેળવી આપે તે. વેપારીઓ એટલે દુનિયાની સરળતા સાચવનારાં સાધનો. તેથીજ તેમને મધ્ય સ્થળ મળ્યું છે.

હવે વેપારી વિષે જે કહેવાનું છે તે તને જણાવું. અત્યારના જમાનામાં હું જે જે વેપારીઓને જોઉં છું, તેમાંના પાંચ ટકા વેપારની દૃષ્ટિએ વેપાર કરે છે; બાકીના પંચાણું ટકા વહેવારને બાજુએ મૂકી પોતાને માટે વેપાર કરે છે. કદાચ તને ન સમજાય તો સમજાવું: વેપારીઓ પોતાની ફરજ સમજીને વેપાર કરે તો તે જનતાને લાભદાયક છે, પણ જો વેપારી ફરજ ચૂકયો તો તે ભારરૂપ છે. આ તને નથી સમજાતું. કારણ, તે ક્ષય રોગની માફક ધીરે ધીરે પ્રસરે છે, અને છેવટે ભયાનક રૂપ ધારણ કરે

છે. તેજ વખતે તને સમજાય છે કે જેને તું આજ સુધી મોટા ધારતો હતો તે ખરેખરી રીતે નાનાથી પણ નાના છે. જે નાના હતા તેમને તું મોટા ગણીશ. હું પણ તને નાના તરફજ દોરવા માગું છું.

તારા મુખથી તું જેને ફેરીઆ કે પેટભરાની ઉપમાઓ આપે છે તે ફેરીઆ નથી; પરંતુ તે જગતના મોટા વેપા-રીઓ છે, બલ્કે વેપારીના કરતાં પણ હું તેને ઉચ્ચ સ્થાને મૂકું છું. કારણ તેઓ જે વેપાર કરે છે તે પોતાના પેટ માટે. સાથે સાથે વહેવારની સગવડતા સાચવે છે. તેઓ શેરીએ શેરીએ ફરી પોતાનો માલ વેચી ફક્ત સાંજ પડે પેટ પૂરતુંજ મેળવવાની આશા રાખે છે. જો કે તેમના માલ ઉપર તેઓ નફો તો લે છેજ, પણ તે હદમાં. હદ બહાર તો નહિજ. કારણ, ગરીબો સદા કુદરતને અનુસરતાજ રહે છે. અને તેથીજ તેમના હૃદયમાંથી વધુ પડતી આશા તુરતજ નાશ પામે છે.

હવે મોટાઓ તરફ દૃષ્ટિ કરીએ. સારાયે સંસારમાં એક સાધારણ ફેરીઓ જેટલો મદદરૂપ થઇ પડે તેના હજારમાં ભાગના પણ સોના-ચાંદીના વેપારીઓ નથી.

હવે રૂ અથવા કાપડના વેપારીઓ તરફ જઇએ. તેઓ જો સારા હોય છે તો સંસારને સારા થઇ પડે છે. પરંતુ જો પોતાની ફરજ ભૂલી માલમાં ભેળસેળ કરી, બનાવટી કાપડ તૈયાર કરી, જાહેર જનતાને અનેક રીતે છેતરે તો હું તેને વેપારી નહિ કહી શકું પણ તેને તો વણકરની પદવી આપવી જોઇએ.

હવે તું મને પ્રશ્ન કરીશ કે વેપારીઓ પોતાના માલને ગમે તે ભાવે વેચતા હોય પણ જો જનતા તેને ન ખરીદે તો વેપારીઓ તેમને પરાણે ખરીદવાનું નથી કહેતા. તેના જવાબમાં: વહેપારીઓ દેશમાં રહે છે કે બહાર? તું જ કહીશ, દેશમાં. તો દેશનું હિત ચાહવુંજ જોઇએ. વધુમાં બધી જનતા તારી માફક જ્ઞાની નથી, આર્થિક સ્થિતિમાં પણ સરખા નથી. હવે જરૂરની વસ્તુ તો ગમે તે સમયે જોઇએજ, કારણ અમુક વસ્તુની તો ડગલેપગલે જરૂર પડે છે, એનો લાભ વેપારીઓ ઉઠાવે છે. કારણ વેપારીઓ સારી રીતે સમજે છે કે તે વસ્તુ વિના ચાલવાનું નથી. હવે ધાર કે તું ને હું એકજ ગામના છીએ. હું વેપારી છું અને તું ગ્રાહક છે. તું મારી દુકાને એકાએક કોઇ વસ્તુની જરૂર પડવાથી ખરીદવા માટે આવ્યો. હવે મને એમ ખાત્રી છે કે તારે તે વિના ચાલે તેમ નથી, વળી તે વસ્તુ બીજે કયાંય છે નહિ; આથી તારે લીધા વગર છુટકો નથી, એમ જાણી હું તને તેની ડબલ કિંમત જણાવું તોપણ તું તે આપીને પણ ખરીદે. પરંતુ આમ કરવામાં મારી માણુસાઇ શી? આને વેપારી લક્ષણ ન કહેવાય. આ જ પ્રકારનું વાતાવરણ મોટા વેપારીઓમાં પણ ઘેરાએલું છે. ગવર્નમેન્ટે પણ આંખ આડા કાન કર્યા છે. સ્વાર્થ આગળ સઘળા આંધળા બને છે. વચ્ચે મરે મજુર વર્ગનો અને ખેડુતનો.

જગતના વેપારીઓ આંખ ન ઉઘડી હોય તો ઉઘાડો. જેના આધારે તમે વેપારીઓ બન્યા છો, મોટા મોટા

વેપાર ખેડતાં શીખ્યા છો, એ બધાનું મૂળ મજૂરો ને ખેડૂતોજ છે. તેમને રંજાડી તમે કદી સુખી નહિ થઇ શકો કારણ કોઠીમાં હશે તોજ સાંણે નીકળશે. પણ જ્યાં કોઠી રૂપી મજૂરોના ઘરમાં નહિ હોય તો સાંણા રૂપી વેપારીઓને કયાંથી મળી શકે? હવે ચારે તરફથી જ્યાં મળતર બંધ થયું ત્યાં તો તેમના સાંધા ગગડવાના, અને તેઓ છેવટે ખેડુત અને મજૂરનીજ પંક્તિએ આવીને અટકવાના. માટેજ વારંવાર ચેતાવું છું કે વેપારીઓ, વેપારી રહેવા ચાહતા હો તો વેપાર અર્થે વેપાર છોડી પરમાર્થ અર્થે વેપાર કરો કે જેથી તમારો વેપાર દીર્ઘકાળ ચાલી શકે.

હવે નોકર વર્ગ તરફ દૃષ્ટિ ફેરવીએ. નોકરીના પ્રકાર તો ઘણાજ છે. જુદું જુદું કહેવા જઉં તો પાર પણ ન આવે, માટે મારી સમજણ મુજબ હું તેને નીચેના ભાગમાં વહેંચી નાખું છું. પહેલો ભાગ રાજદ્વારી, બીજો ભાગ કેળવણી ખાતું, ત્રીજો ભાગ મજુર વર્ગ અને ચોથો ભાગ સ્વતંત્ર. ચારમાંથી તું એકાદ પ્રકારની નોકરીમાં તારૂં જીવન ગાળતો હોઇશજ અગર નહિ. છતાં ધાર કે તું રાજદ્વારી નોકર છે. સાધારણ રીતે તારામાં ગર્વ તો રહેવાનોજ, એ સમજાવી શકતો નથી; પરંતુ એટલું તો જણાવીશજ કે રાજદ્વારી નોકરોમાં મદભર્યો પવન વાયાજ કરે છે. આમ વાંચી ફૂલાઇશ મા. નોકર તે નોકરજ રહેવાનો. એને સ્વતંત્ર તો નજ કહેવાય. પછી તું ઉચ્ચ પાયરીએ હો યા નીચ પાયરીએ હો; છેવટમાં સાધારણ પોલિસ વર્ગનો પોલિસ હો.

બધા વર્ગમાં તને ફેર તો લાગશેજ. કદાચ મારા જેવો હશે તો નહિ લાગે. જો એક પોલિસ પણ નોકર છે અને કલેકટર પણ નોકર છે. છતાં કલેકટર તેનું ઉપરીપણું કોઇક કોઇક વખત સહેજ વાંકે (બલકે જરાય નહિ) પોલિસના ઉપર ચલાવે છે. આ વખતે તે પોતે નોકર છે તે વસ્તુને ભૂલી જાય છે અને ઉપરીપણાને આગળ ધરે છે. એજ ઉપરીપણું એને ભાન ભૂલાવે છે, પરંતુ જ્યારે બીજો કોઇ તેનો ઉપરી અધિકારી તેના ઉપર તેનું ઉપરીપણું ચલાવે છે, ત્યારે તેનું પહેલાંનું ઉપરીપણું ચાલ્યું જાય છે. આમ છતાં તે પોતાના મૂળ સ્વભાવને કદી નથી છોડતો.

મારે મન તો આ દુનિયાના સઘળા અમલદારો તેમના સ્થળે સરખા છે. કોઇ ઊંચી પદવીએ હોય, કોઇ નીચે સ્થાને હોય, પરંતુ છે તો બધા માણસજ. કદાચ તને ન સમજાય તો સમજાવું. જો દુનિયાના સઘળા અમલદારો, તેમને જે કામ કરવાનું હોય છે તેમના અમલદારો છે, ત્યારે તેમનો અમલ પણ તેના ઉપરજ ચાલવો જોઇએ. તેમાં કદી મોટા-નાની સંભવેજ નહિ. કારણ દુનિયામાં કોઇનામાં સરખી શક્તિ નથી. માટે પોતાની શક્તિ પ્રમાણે દરેક પોતાના સ્થાને અમલદાર છે. કલેકટર તેની શક્તિ પ્રમાણે તેના સ્થાનને શોભાવે છે. તે પણ તેના મુકરર સ્થાનેજ, ગમે ત્યાં નહિ. તેવીજ રીતે નાનામાં નાના અમલદાર પોલિસ પણ છે.

હવે મારો વિચાર તને જણાવું. હું તો દુનિયાના સઘળા અમલદાર કરતાં પોલિસને વધારે માન આપું છું.

જો કે પોલિસો પણ તમોગુણી તો છે, પરંતુ તે તેઓ મોટાઓ મારફતે મેળવે છે. હું પોલિસને માન આપુ છું. તેનું કારણ સમજાવું. સઘળા અમલદારો એટલે પોલિસના ઉપરી. બધાની ટોકરો પોલિસને ઝીલવાની, તે ઉપરાંત ચામડા જેવાં કપડાંનો ભાર. જો કે શિયાળામાં તો સારાં પણ ઉનાળામાં શું કરવું? વળી સવારથી સાંજ સુધી ખડે પગે પડ્યો બોલ ઉઠાવવો જ પડે. બિચારાને એકેય બાજુનો આરો નથી. આજ સુધી તો તેમના નસીબમાં અભણ પ્રજાને પણ ધમકાવીને આનંદ માણવાનું હતું; પરંતુ તે પણ તેમના નસીબે દૂર થયું છે. કારણ કે જમાનો નિર્ભય બનતો જાય છે. આટઆટલાં સંકટો સહન કરે, છતાં પગાર જુવે ત્યારે મજુરીનો ત્રીજો ભાગ પણ નહિ.

વાચક, હવે હું ધારૂં છું કે તને પણ પોલિસ પ્રત્યે માન ઉદ્ભવ્યું હશે. ગમે તેમ હો, પણ મને તો દુનિયામાં નાનાઓ માટે ઘણું જ માન છે. કારણ, નાનામાંથી મોટાઓ જન્મે છે. પરંતુ દીલગીરીની વાત એ છે કે જ્યારે તેઓ મોટા થાય છે ત્યારે તેઓ નાનાને તિરસ્કારે છે. પરંતુ પોતે પણ એક વખત નાના હતા, એટલે પોતાની જાતને તિરસ્કારવી પડે; તેથી પોતાના ભૂતકાળને ભૂલી જાય છે.

## In the modern period education lies in the schools and colleges.

ચાલુ જમાનામાં ઘણું કરીને કેળવણી સ્કૂલો તેમજ કૉલેજો મારફત મળે છે.

હવે તું સાધારણ હાઇ સ્કૂલમાં શિક્ષક હો યા કૉલેજમાં પ્રોફેસર હો, એની મારે જરૂર નથી. પરંતુ ધાર કે તું માધ્યમિક શાળામાં શિક્ષક છું; તો મારા બે બોલ ધ્યાનમાં રાખજે. દુનિયામાં શિક્ષકો પ્રત્યે મને ઘણું જ માન છે. પરંતુ જો તેઓ શિક્ષકો હોય તો જ; બાકી તો હું તેમનો દુશ્મન છું. શિક્ષક અને શિક્ષકમાં ઘણો જ ફેર છે. શિક્ષક થવું સહેલું છે, પરંતુ શિક્ષકના સ્થાનને શોભાવવું એ ઘણું જ કઠિન છે. ન સમજાય તો સમજાવું. આજકાલ બે પ્રકારના શિક્ષકો તું જોઇ શકશે. એક તો ધંધાદારી. જો કે બીજા પણ ધંધાદારીઓ તો છે જ, પરંતુ સાથે શિક્ષકપણું સાચવી રાખે છે.

જો તું ખાલી ધંધાર્થે શિક્ષક થવા ચાહતો હોય તો ના થઇશ. કારણ, ધંધાદારી શિક્ષકોના મનમાં ભણાવવાની જરા પણ ઉત્કંઠા હોતી નથી. વિદ્યાર્થીની સમક્ષ તેઓ જે કંઇ વ્યક્ત કરે છે, તે ફક્ત વેઠરૂપ જ હોય છે. આ સઘળું વિદ્યાર્થીઓની ધ્યાન બહાર નથી હોતું. એટલું તો કહીશ કે શિક્ષકને પારખવાની વિદ્યાર્થીઓમાં કુદરતી જ બક્ષિસ છે. પહેલા જ શબ્દના ઉચ્ચારથી તે શિક્ષકને પોતાના સ્થાનમાં

જોઇ શકે છે. આને અંગે પરિણામ જુદું આવે છે. વિદ્યાર્થીનાં મન શિક્ષક નહિ મેળવી શકવાથી તેઓ કંટાળે છે. છેવટે ગમ્મતે ચઢે છે. આથી શિક્ષક ખિજાઇ જાય છે. છેવટે બધો મામલો ઉપરી અધિકારી પાસે જાય છે.

હવે માધ્યમિક શાળાના ઉપરી અધિકારી જેટલું માન શિક્ષકોનું સાચવે છે તેટલું વિદ્યાર્થીઓનું નથી સાચવતા. શિક્ષક ને વિદ્યાર્થીના ઝઘડામાં, વિદ્યાર્થી બીન ગુનેગાર હોવા છતાં છેવટે ન્યાય તો શિક્ષકના તરફ જ વળે છે. હવે તેજ શિક્ષકના હાથ નીચે ફરી વાર ભણવાનું. આવી સ્થિતિમાં વિદ્યાર્થીઓ કદી ભણી શકતા નથી. માટે જો તું શિક્ષક હોય તો આ પ્રમાણે વર્તન ન રાખીશ. આનાથી તો તારી તેમજ દેશની પડતીનાં આડકતરી રીતે બીજ રોપાય છે.

હવે જો કદાચ તારે શિક્ષક થવું હોય તો મારી સલાહને અનુસરજે. તેમ કરવાથી તું વિદ્યાર્થીઓમાં પ્રિય થઇ પડીશ. શિક્ષક તરીકે તું એટલું જ કરજે: વિદ્યાર્થીઓ માટે તારી ઉચ્ચ લાગણીઓ, કંઇક નવીન પંથે દોરવાની તારી તમન્ના. આટલું અનુસરીશ તો વિદ્યાર્થીઓ તારા બોલ નીકળતા પહેલાં ઉપાડી લેશે. તારે માટે મરી ફીટશે. આ બધી વસ્તુ તારાથી ક્યાં અજાણ છે? "અરિસો છે દૈવી હૃદય રૂપ જોવા જગતને." તારા હૃદયની ઉચ્ચ ભાવનાઓની વિદ્યાર્થીઓના ઉપર અસર થવાનીજ. છેવટમાં તું વિદ્યાર્થીઓને એટલો પ્રિય થઇ પડીશ કે તારી એક દિવસની ગેરહાજરી પણ તેમને સાલશે.

આજકાલ એવાજ શિક્ષકોની જરૂર છે. તું કદાચ જો

શિક્ષક થાય તો મને સંભાળી જજે. તેમાં તારો તેમજ દેશનો ઉદ્ધાર સમાયેલો છે.

હવે તું કદાચ કોઇ કૉલેજમાં પ્રોફેસર (અધ્યાપક) હોય તો. તે વિષે મારે કંઇ કહેવાનું નથી. કારણુ કૉલેજો એ મારે મન મોટા પાયા ઉપર ચાલતી હાઇસ્કૂલો જ છે. ફેર એટલો જ કે ત્યાં સ્કૂલો કરતાં ઠાઠમાઠ વધારે હોય અને સ્કૂલોના શિક્ષકો કરતાં તેમની પાસે ઉપાધિનાં લંગર જરા વધારે હોય છે.

જો તું વિદ્યાર્થી હોય તો મારી નીચેની વિનંતી ધ્યાનમાં ઉતારજે.

વિદ્યાર્થી જીવનને ઘણુા સુખી જીવન કહે છે અને હું પણુ એમજ ધારૂં છું. છતાં એટલું તો જણુાવીશ જ કે દરેક વિદ્યાર્થીને 'સુખી' શબ્દ નથી લાગુ પડતો. કોઇને ઘર તરફથી વારંવાર ટકોરવામાં આવે છે, કોઇની આર્થિક સ્થિતિ સારી હોતી નથી, વળી કોઇની આર્થિક સ્થિતિ સારી હોય છે, તો મગજ કબજે નથી રહેતું. આમ ત્રણેય પ્રકારના વિદ્યાર્થીઓને કોઇક ને કોઇક ઉપાધિ તો હોય છેજ. ત્યારે સુખી કોણુ? સુખી એકજ. જેના મનમાં ચિંતાને સ્થાન નથી, બીજો જે સુખદુઃખને સરખાં માને છે તે. તે વિનાના સઘળા વિદ્યાર્થીઓ દુઃખીજ છે, છતાં બીજાની સરખામણીમાં કંઇક અંશે સુખી છે.

હવે તું ગમે તે પ્રકારનો હોય તે મારે જોવાનું નથી. મારે મન તો સર્વ વિદ્યાર્થીઓ સરખા છે.

વિદ્યાર્થીની પહેલામાં પહેલી અને વહેલામાં વહેલી

ફરજ વિદ્યા મેળવવાની છે. તે માટે તારે તનતોડ પ્રયત્ન કરવો જ જોઇએ. ખાલી ચોપડાંનાં થોથાં ફેરવવાથી જ્ઞાન પ્રાપ્ત થતું નથી. ચોપડીઓનાં થોથાં તો તારા મગજને રસ્તો બતાવવા પૂરતાં છે. તે ઉપરાંત દર વરસે નવી નવી આવૃત્તિઓ છાપી પૈસા કમાવાના અર્થમાં પણ તેનો સમાવેશ થાય છે. આમ છતાં તું તેના તરફ અભાવ ન આણીશ. પરીક્ષા પૂરતી તો તૈયારીઓ કરજે જ. કારણ જમાનો પરીક્ષાનો છે.

વધારેમાં તારા વિદ્યાર્થી જીવન દરમિયાન તું બહારની કોઇ પણ ખટપટમાં ભાગ ના લઇશ. જો તું તારા મનને બહારની કોઇ પણ પ્રવૃત્તિમાં રસ લેતું કરીશ તો તારૂં મન વિદ્યાર્થી તરીકેની પ્રવૃત્તિમાં બરાબર ભાગ નહિ ભજવી શકે. આથી તારી સ્થિતિ નહિ ઘરમાં કે નહિ બહાર તેના જેવી થશે. તું અધવચ ઝોલે ચડીશ. માટે તું તારા મનને બહાર દોડી જતું અટકાવજે. એના બદલામાં તું તેને તારા જીવનનું ધ્યેય તૈયાર કરવામાં પરોવજે. આ વિના તારે માટે મારી પાસે કંઇ જ નથી. વધારેમાં (પહેલા પાને આપેલી ઇંગ્લિશ ચાર લીટીઓ જોઇ જજે.)

હવે કેળવણીના ક્ષેત્રમાં કદાચ જો તું લેખક હોય તો. લેખક વિષે એક શબ્દ પણ લખવાની મારામાં શક્તિ નથી. કારણ લેખકને સમજવા પહેલું મારે લેખક બનવું પડે. કદાચ તેમ કરૂં; પરંતુ તે સહેલું નથી કે જેથી નહિ જેવા પ્રયત્ને હું લેખક બની શકું. તેના માટે તો અથાગ પ્રયત્નની જરૂર છે. છતાં મારી જાણમાં જે છે તે તો જણાવીશ જ.

જો તું લેખક બને તો જમાનાનો લેખક બનજે. જમાનાની બહાર કદી ના જઇશ. કદાચ જાય તો મારે તે વિષે કંઇ કહેવાનું નથી. જમાનાને બે બાજુ છે. ભૂત અને ભવિષ્ય. ધાર કે તું તારા મનને ભૂતકાળ તરફ લઇ ગયો. હવે ભૂતકાળમાંથી બધુંય વીણી લાવી તું ચાલુ જમાનામાં મૂકે તો જમાનો જુદીજ દિશાએ ચાલ્યો જાય. માટે જો તું ભૂતકાળમાં ડૂબકી મારે તો તે વખતે તારી વૃત્તિને દરિયામાં મોતી કાઢવા પડનારના જેવી રાખજે. જેમ મોતીનો કાઢનાર મોતી સિવાયની સઘળી વસ્તુને ફેંકી દે છે તેમ તું ભૂતમાંથી તત્ત્વ ખેંચી લઇ, બાકીનાને તેજ સ્થળે રહેવા દે જે. હવે જો તું કદાચ ભવિષ્ય તરફ જાય તો. જો કે ભવિષ્યમાં તો કોઇ ડૂબકી મારી શકતું નથી; પણ ઘણા લેખકો તેના ઉપર તેમની કલ્પના શક્તિ ચલાવી શકે છે. તેમાં કોઇની કલ્પના સાચી નીવડે છે, કોઇની અસત્ય નીવડે, કોઇની સમય વિત્યા બાદ સાચી નીવડે છે. અને ઘણાઓની કલ્પના એવી હોય છે કે તે કોઇ દિવસ સિદ્ધ જ ન થાય. જે જે એને સિદ્ધ કરવા જાય, તે સઘળા હાથ ઘસતા જ રહી જાય છે. છેવટે જીવન ધૂળ-ધાણી બની જાય છે. જો કે તેમાં વાંક તો તેમનો પોતાનો જ છે. સાથે સાથે લેખકનો પણ વાંક કહેવાય. આથીજ મારે તને કહેવાનું છે કે જો તું કલ્પના શક્તિથી કોઇ પણ લખાણ કરવા ઇચ્છતો હોય તો તે કલ્પનાને માણસની શકિતને અનુસરીને આલેખજે. લખવું સહેલું છે પણ અમલમાં મૂકવું કઠણ છે. મેં એવા લેખકો પણ આ દુનિયામાં જોયા છે કે જેઓ લખાણ

ઘણું જ આદર્શ લખી ગયા છે, પરંતુ તેઓ પોતે તો જુદા જ આદર્શ ઉપર ચાલ્યા જાય છે. ગમે તેમ હો. કોઇના ખાનગી જીવનને જાણવા તું કદી પ્રયત્ન ના કરીશ. કારણ દુનિયામાં સર્વને બે બાજુ છેઃ સારી અને નરસી. આપણી ફરજ સારાને ગ્રહણ કરવાની છે. લખનાર ગમે તેવો હોય પણ આપણી ફરજ તેને ધારી ધારીને તપાસવાની નથી; પરંતુ તેના લખાણને જોવાની છે. તેમાંય વળી જે સારી બાજુ છે તે જ. હવે તો હું ધારૂં છું કે ભૂત ભવિષ્યની સમજણ પડી હશે.

મારી તો તને સલાહ છે કે જો તું ભૂત ભવિષ્યનો લેખક થવા વિચાર કરતો હોય તો તે છોડી દેજે. કારણ એ તો આંગળી મૂકી કોણીને ચાટવા જેવું થયું. ન સમજાય તો સમજાવું: તારી આંખો આગળ જે વર્તમાન પૂર ઝડપે ચાલી રહ્યો છે તેને જ ધારી ધારીને તું જો. ચાલુમાંથી તું કંઇક સત્ય અસત્યને તારવી કાઢતાં શીખ. ભૂત ભવિષ્યના કરતાં ચાલુમાં વધારે સમાએલું છે. જો તું ચાલુ જમાનાનો લેખક બનીને માનવીને સારે રસ્તે દોરીશ તો ભૂતભવિષ્ય આપોઆપ સારા થશે. ચાલુ જમાનો થોડા સમય પછી ભૂતમાં ફેરવાશે અને ખાલી જગ્યા પૂરવા ભવિષ્ય આવશે. જો કે નામ તો ત્રણ છે પરંતુ બધાનો સમાવેશ તો ચાલુમાં જ થાય છે, તો ચાલુને માટે તું વહેલામાં વહેલો લેખક થવા પ્રયત્ન કરજે.

## Servants serve the world.

નોકરો વિના દુનિયા સંભવી શકે જ નહિ.

હવે જો તું આ દુનિયામાં સાધારણ નોકર હોય. ધાર કે તું કોઇ મિલમાં નોકરી કરે છે, તો તું તારી જાતને હલકી ના માનીશ. દુનિયામાં દરેકને કંઇક ને કંઇક ફરજ તો બજાવવાની હોય છેજ. તેવી રીતે તું પણ એક જાતની ફરજ બજાવી રહ્યો છું. જો તું તારી ગમે તે પ્રકારની ફરજ સાચા દિલથી બજાવીશ, તો તને આ દુનિયામાં નોકર તરીકે નહિ ઓળખે, પરંતુ એક સાચા મદદગાર તરીકે તારી નામના ફેલાશે. જમાનો માણુસને નથી જોતો.

હવે કોઇક દિવસ તારા કામમાં કંઇક ભૂલ થવાથી તારા શેઠ તને ધમકાવે તો તે વખતે તું ઉદ્ધત થઇ સામો જવાબ ન વાળીશ, પણ જે કહે તે શાન્તિથી સહન કરજે. તેમનો ગુસ્સો આપોઆપ શાન્ત થશે. પણ ઘણા વખત તો ખામી ન હોય છતાં ખામી કાઢી ધમકાવે છે. એ તો આ જમાનામાં સંભવિત છે. કારણ કે શેઠીઆઓને પોતાની શેઠશાહી અજમાવવાનો કોઇક કોઇક વખત શોખ થાય છે. તે વખતે તે ગુનેગાર કે બીનગુનેગારને પણ જોવા નથી રહેતા. તે પ્રસંગે તું તારા પેટની ખાતર તારૂં સ્વમાન ન ગુમાવીશ. તું તેમને સીધેસીધું સુણાવજે કે તેં મને નથી રાખ્યો પણ મારા કામને રાખ્યું છે. માટે મને ન કહેતાં મારા કામ સંબંધી જે કહેવું હોય તે કહે. હવે જો તારૂં કામ

બરાબર હશે તો તેના આગળ તેનું કંઇ પણ ચાલવાનું નથી. માટે તું પહેલું તારા કામને બરાબર સંભાળજે.

કદાચ જો તું શેઠનો માનીતો નોકર હોય તો મારે કંઇ કહેવાનું જ નથી.

હવે જો તું કદાચ સ્વતંત્ર ધંધામાં પરોવાયો હોય તો? જેવા કે ડૉકટર, વકીલ, બૅરિસ્ટર, ન્યાયાધીશ વગેરે.

ધાર કે તું ડૉકટર છે. દુનિયામાં ડૉકટરો પ્રત્યે મને ઘણું જ માન છે. અને હિંદ જેવા દેશમાં કે જેમાં કેટલાંયેક વરસથી માંદગી વરી ચૂકી છે, તેવા દેશમાં ડૉકટરોને માટે કોને માન ન હોય? છતાં પણ એટલું તો જણાવીશ જ કે હિંદમાં ફક્ત પાંચ જ ટકા ડૉકટરનું સ્થાન શોભાવી શકે છે અને બાકીના પંચાણું ટકા પૈસાની બાબતમાં તેમનું સ્થાન શોભાવી રહ્યા છે. ન સમજાય તો નીચે નજર ફેંકી જો. ડૉકટરની લાંબી લાંબી ઉપાધિ મેળવી બહાર પડેલાઓને હું ડૉકટર નથી કહેતો. કારણ તેમની પાસે ડૉકટરનું મગજ નથી. તે ડૉકટર થયા છે પણ તેમનું મન પૈસામાં ભમે છે. આવા ડૉકટરોથી દુનિયાની માંદગી કોઇ કાળે દૂર થઇ શકતી નથી. જો કે તેઓ ડૉકટરનો સ્વતંત્ર ઉચ્ચ પ્રકારનો ધંધો તો કરે છેજ; પરંતુ દરદીઓનાં મન મેળવી શકતા નથી. ફકત એટલી જ તેમની ખામી છે. તે એક જ ખામીથી તેમની ડૉકટરશાહી ઉપર ધૂળ ફરી વળે છે. આને તેઓ સારી રીતે સમજે છે, પણ પૈસાની મોહની આગળ તેઓ કંઇ કરી શકતા નથી.

હવે જો તું ડૉકટર થાય તો ઉપરની નીતિને બાજુએ મૂકજે અને નીચેની નીતિને અનુસરજે. તું પૈસા કમાવાની નીચ વૃત્તિને બાજુએ રાખજે. આથી તું ભૂખે નહિ મરે. પૈસો તારૂં બારણું ઠોકતો તારે ત્યાં આવશે. પરંતુ જ્યારે તું દરદીઓનાં મન મેળવતાં શીખીશ ત્યારે. ડૉકટરી પાસ કરવી સહેલી છે પરંતુ દરદી પાસે કઇ જાતનું વર્તન રાખવું તે જાણવું કઠિન છે. દરદીઓનાં દર્દ દવાઓથી જેટલાં દૂર થાય છે, એના કરતાં દરદી તરફના ડૉકટરના દર્દભર્યા વર્તનથી વધારે દૂર થાય છે. માટે ડૉકટર થતા પહેલાં અગર પછી, જ્યારે તું તારો ધંધો શરૂ કરે ત્યારે તારા મનને સૌથી પહેલું ડૉકટરી પરીક્ષામાંથી પસાર કરજે.

હવે જો તું વકીલ હોય કે બૅરિસ્ટર હોય તો પણ મારે તને ઘણુંજ જણાવવાનું છે.

પહેલેથીજ વકીલ અને બૅરિસ્ટરો પ્રત્યે મને ઘણોજ તિરસ્કાર છે. કારણ તેઓ માણુસ તરીકે પોતાની ફરજો બજાવતા નથી. આથી વધારે હું તેમના માટે નથી જણાવી શકતો. મને તેમનો સંપૂર્ણ અનુભવ નથી. છતાં એટલું તો કહીશજ કે તેઓ જાણીબૂજીને આડે રસ્તે જાય છે, એ મારાથી સહન નથી થતું. પરંતુ વકીલ બૅરિસ્ટરને મારા જેવો વિદ્યાર્થી સમજાવવા જાય એ પણ મને યોગ્ય નથી લાગતું. તેમને તેમની જાતેજ સમજવું જોઇએ. પરંતુ તેઓ સમજતા નથી એટલે મારે ન ચાલે જણાવવું પડે છે. વકીલો જો વકીલાત ભૂલતા હોય તો તે ચંડાળ લક્ષ્મીને અંગેજ. જ્યાં ને ત્યાં લક્ષ્મી આગળ અને જ્યાં તે ગઇ ત્યાં

શાંતિને તો રહેવાજ ન દે અને સત્યને માળવે મોકલાવે છે. આથી બિચારા ભણેલા ગણેલા વકીલો ખરાનું ખોટું અને ખોટાનું ખરૂં કરતાં શીખે છે. પરંતુ તે શીખનારને જાણવું જોઇએ કે છેવટમાં લક્ષ્મી કોઇની નથી. હવે તો તું સારી રીતે સમજ્યોજ હશે.

બેરિસ્ટરને માટે કંઇજ કહેવાનું નથી કારણ તેઓ વકીલોના વડીલ ભાઇઓ છે.

હવે જો કદાચ તું ન્યાયાધીશ હોય તો. ન્યાયને નાથ બનજે. જો કે આજકાલ તો કુદરત સિવાય કોઇના મુખમાં સાચો ન્યાય નથી. પરંતુ કુદરત આપણી નજરથી ઘણીજ દૂર છે, જ્યારે તું મારી નજીકમાં છે. મારે તો તનેજ જણાવવાનું રહ્યું. તારો મુદ્રાલેખ જે ન્યાય છે, તેને ભુલીશ નહિ. બસ ન્યાય એટલે ન્યાય; પછી ભલે માતા હો યા પિતા હો યા કુદરત હો. છતાં તેમની સામે અદલ ઇન્સાફનો પુકાર કરજે. તું તારા હ્રદયથી સત્ય અસત્યને તાળવી કાઢજે. જો તારી પાસે ન્યાય હશે, ન્યાયી હ્રદય હશે, તો તું સત્યને કે અસત્યને તુરતજ જોઇ શકશે. અરે! એટલી પણ મહેનત તારે ઉઠાવવી નહિ પડે; ગુનેગાર તને જોતાંજ ગુનો કબુલ કરી દેશે. માટે જો તું ન્યાયાધીશ બને તો દુનિયાની દૃષ્ટિએ ના બનીશ પણ હ્રદયથી બનજે. દુનિયામાં સાચો ન્યાયાધીશ કુદરતી શકિત પ્રાપ્ત કરી શકે છે.

## Sages should live in the society instead of living in the jungle or in a lonely place.

તું સંન્યાસી હોય, જંગલમાં સંસારથી દૂર દૂર રહી, પ્રભુના નામની માલા જપતો હોય તો તું તેને સત્વર વિદાયગીરી આપજે. ફક્ત પ્રભુના નામ સ્મરણથી તારો તેમજ તારા દેશનો ઉદ્ધાર નથી થતો. જો કે તારો આત્મા તો શાન્તિ મેળવે છે જ એ સ્વાભાવિક છે. દુનિયાના સળગતા સંસાર તારી દૃષ્ટિથી દૂર થાય છે. પણ તેથી શું? બીજાને રડતા મૂકી પોતે રસસાગરમાં મહાલવું એના કરતાં દેહ ત્યાગ કરવો વધારે સારો છે. અને જો તેમ ન બને તો રડતાનાં આંસુ લૂછવા પ્રયત્ન કરવો જોઈએ. તેમ કરવાની કદાચ શક્તિ ન હોય તો રડતાને રડવા લાગવું. તેમ કરવાથી પણ તું કંઈક અંશે તેમને આશ્વાસન આપી શકશે. કારણ, બે દુઃખી હૃદય ભેગાં થવાથી સુખ ઉત્પન્ન થાય છે.

સાચા સંન્યાસીનું સંન્યાસીપણું સંસારમાં સમાયેલું છે. કારણ સંસારની પરમકૃપાથી તું સંન્યાસ પ્રાપ્ત કરી શકયો છું. એ ન હોત તો તારાથી સંન્યાસી પણ ન થવાત. માટે આ ઉપકારનો બદલો ભુલી, તું જંગલ તરફ પ્રયાણ કરી તારા સંન્યાસીપણાને ન શોભાવીશ. ઉપકારનો બદલો

ઉપકારથી વાળી, સારા યે સંસારમાં ફરી તું તારા સંન્યાસી-પણાને શોભાવજે.

સાચો સંન્યાસી જગતનો સાધુપુરુષ છે. પરંતુ હાલમાં તારી સમક્ષ જે સંન્યાસીઓને તું જુવે છે તે સઘળા સાધુપુરુષો નથી. તેમાંના ૯૫ ટકા તો ભેખધારી લંગોટીઆ છે. આગળ ઉપર કહ્યા પ્રમાણે ખાવું-પીવું અને મસ્જીદે સૂવું એ એમનો મુદ્રાલેખ છે. ભગવો વેશ ધારણ કરી જાત વધારી ફરવું અને જેમ નાના છોકરાના હાથમાંથી કુતરૂ રોટલીનો ટુકડો પડાવી લે છે તેમ લાગ આવે સંસારમાં પણ ડૂબકી મારવી. આવા ધુતારાઓને જો તું સંન્યાસી ધારતો હોય તો ભૂલી જજે. તે સંન્યાસીઓ નથી પણ શ્વાન છે. માટે તારા ભવિષ્યમાં તું તેવા પ્રકારનો સંન્યાસી ના થઇશ.

હવે જો તું કદાચ દેશસેવક હોય તો મારા બે બોલ ધ્યાનમાં રાખજે.

જમાનાને અનુસરી તું તારી જાતને ખાદીથી સજ્જ બનાવી, મનમાં ને મનમાં ફૂલાતો હોય કે હું જ દેશસેવક છું, તો તે તારૂં ગાંડપણ છે. કારણ, ફક્ત ખાદી ધારણ કરવાથી દેશસેવા નથી થતી.

આ વાંચી તું ખાદીને છોડી ના દઇશ. એનાથી પણ દેશસેવા તો થાય છે જ. હું ખાદી એકલીને જ અગ્રસ્થાન નથી આપતો; છતાં પણ જો તારામાં બીજી રીતે દેશસેવા કરવાની શક્તિ ન હોય તો તું ખાદી ધારીને તો દેશસેવા

કરજે જ. તેમાં પણ કંઇક અંશે ગરીબનો ઉદ્ધાર સમાયેલો છે.

દેશસેવક બનવું એ સ્હેલ નથી. દેશસેવક બનતા પહેલાં માતા જેવી માતાને છોડવી પડે છે, સ્નેહભાવ ભૂલવા પડે છે. તેમ કર્યા પછી દેશનું હૃદય મેળવવું પડે છે. જેનામાં દેશનું હૃદય છે, તે ભલે શરીરે ખાદી ન પહેરતો હોય; પરંતુ તેનું મન તો ખાદી પહેરવાનું જ. આથી તેઓ દેશ-સેવક નથી, એમ તો આપણાથી ન જ કહેવાય.

હવે દુનિયા હૃદય જોઇ શકતી નથી. કારણ, હૃદય છાતી ઉપર બહાર નથી દેખાતું. ઘણી વખત મને પણ એમ થાય છે કે જો કુદરતે હૃદયને ઉપર રાખ્યું હોત તો કેવું સારૂં! પરંતુ જો તેમ કર્યું હોત તો તેના સામી કોઇ નજર પણ ન કરત. આથી છે તે જ સારૂં છે.

દુનિયા તો માણસના હૃદયને જોતી નથી, પણ તેની ચાલને, કપડાંને અને અવયવોને ધારી ધારીને જુએ છે. આથી તેમની આંખોમાં દુનિયાની સારી વ્યક્તિઓની પ્રતિમા હમેશાં ઊંધી જ દેખાય છે. આમ બને તોપણ તું તેમના તરફ દ્વેષી ન બનીશ. ધીરજથી સઘળું ગળામાં ઉતારજે. જ્યારે ત્યારે તેઓ તને ઓળખતા થવાના જ છે. તે વખતે જરૂર તેઓ તને નમતા આવશે. આ વખતે તું ફુલાઇશ મા, પરંતુ શાન્તિથી તેમને સદ્પંથે દોરવા પ્રયત્ન કરજે.

દુનિયાનાં કડવાં વચનો તું સાંભળજે. પરંતુ તેમને એક પણ કડવું વચન ના સંભળાવતો. તેમાં જ તારી મોટાઇ સમાએલી છે.

● × ●

હવે કદાચ જો તું સિનેમા કે નાટકનો ઍકટર હોય તો.

નાટકના ઍકટર વિષે હું કંઇ જણાવી શકું તેમ નથી. કારણ કે મેં નાટકના ઍકટરને જોયો નથી. એટલે હું તેને કેવી રીતે કાગળ ઉપર ચિતરી શકું?

હવે સિનેમા સૃષ્ટિ તરફ પ્રયાણ કરીએ. આખા યે સિનેમા જગતમાં ખેલતા એકટરોમાંથી મેં તો ફક્ત એકનેજ જોયો છે. તે પણ મારા પ્રિય નિવાસસ્થાન આણંદમાં. અને તેજ 'સાયગલ.' અચાનક ફરવા જતાં; ગુજરાત કે કાઠિયાવાડ મેલમાં તેઓ આણંદ થઇને જતા હતા. તે સિવાયના બીજાઓને મેં જોયા તો છેજ, પરંતુ પડદા ઉપર; કાં તો રસ્તા ઉપરની ભીંતોએ લટકેલા. ઘણી વખત તો વાડીઆનાં ભીંતોએ ચોટાડેલાં ભયાનક ચિત્રો જોઇને પણ મને નવાઇ લાગેલી. ચિત્રોમાં જેવા નરવીરો છે તેવા જ જીવતા-જાગતા નરવીરો હિન્દમાં હોત, તો સ્વરાજ્ય કયારનું યે હિન્દને વરી ચૂકયું હોત. પરંતુ અકલ્પિત ચિત્રોના અકલ્પિત નમુના શું કરી શકે? જુદા જુદા ચિત્ર વિષે ઉલ્લેખ કરવા બેસું તો પાર પણ ન આવે. માટે આ બાબત ઉપરથી બીજી તરફ વળું છું.

ઍકટર બનવું એ કંઇ શરમાવા જેવું નથી. સારા ઍકટરો સમાજને સારે રસ્તે દોરવામાં જરા તો મદદ રૂપ નીવડે છેજ.

એ ઉપરાંત જો તે જે ભાવો ચિત્રપટમાં દુનિયાની સમક્ષ રજુ કરે છે તેજ ભાવોને તેમના સાધારણ જીવનમાં

ઉતારતા હોય તો તે પોતાના જીવનને પણ સુધારી શકે છે. જે પોતે સુધરે છે તે બીજાને પણ સુધારે છે.

હવે જો તું કદાચ ચાલુ જમાનામાં સિનેમાનો રસિયો હોય તો તેમ કરવામાં હું તને અટકાવતો નથી કે નિંદતો પણ નથી. પરંતુ તેમ કરવા પહેલાં મારી ચેતવણી ધ્યાનમાં રાખજે.

તું જે જે તારી આંખોએ જુવે છે તે સઘળું કપડાના પડદા ઉપરજ છે. એને તું મોટું રૂપ ન આપીશ. જો દરેક ચિત્રપટને બે બાજુ છે. સારી અને નરસી તેમજ કાળી અને ધોળી. કદાચ રંગીન હોય તો ભાત ભાતની. કાળી બાજુ તરફ તું તારી નજર નાખજે પણ કાન બંધ કરજે, અને આંખના અંદરના ભાગ સુધી તેને પહોંચવા ના દઇશ. હવે જે ધોળી બાજુ છે એને પણ ઉજળું એટલું દૂધ માની ના બેસીશ. એમાં પણ ઘણી અશકય વસ્તુઓ સમાયેલી હોય છે, જે કદી શકયજ ન થાય. જો કદાચ તું એ અશકય વસ્તુઓને તારા મનમાં પેસવા દઇશ તો તે તને જીવનમાં હેરાન હેરાન કરી મૂકશે, તું ટકાનો ત્રણ શેર વેચાઇશ. માટે સિનેમા જોતાં પહેલાં આ મારી વિનં-તીને આગળ ધરીશ તો ફિલ્મો જોવાથી તને જરાય નુકસાન નહિ થાય; પરંતુ કંઇક નવુંજ પ્રાપ્ત કરી શકીશ.

## The Woman.

## Woman is an ornament of this world, and also an organ.

કદાચ તને મારા પ્રત્યે તિરસ્કાર આવશે કારણ કે અત્યાર સુધી હું પુરુષ વર્ગને આગળ મૂકતો આવ્યો છું, પરંતુ તને ભૂલી નથી ગયો; કારણ, તું પુરુષ વર્ગનો એક ભાગ જ છે. માટે તેમને માટે જે છે એ તારા માટે પણ ધારજે. વધારેમાં સમજાવવાનું છે તે હવે સમજાવું છું.

જો સ્ત્રી એટલે માતા, બેન અને પત્ની: ત્રણેયમાં તેનો સમાવેશ થાય છે, આને હું કેમ ભૂલું? કારણ મારે ય માતા છે અને બેન પણ છે.

સ્ત્રીને હું સ્ત્રી તરીકે નથી ઓળખતો પણ એક મહાન શક્તિ તરીકે ઓળખું છું. કારણ, દુનિયાની મહાન શક્તિઓ એના ખોળામાંથી જ ઉત્પન્ન થઇ છે.

સાધારણ બાબતોમાં જો જણાવું તો, તેની આંખોમાં જે છે તે પુરુષની આંખોમાં નથી. તેણીનામાં જે પ્રકારનું હૃદય છે, તેવું પુરુષનામાં નથી. પુરુષના કરતાં તેનામાં ઓછા ગુણ નથી, બલકે પુરુષ કરતાં પણ તેનામાં વધારે ગુણો છે.

જો તેં કદી સ્ત્રીની આંખોને ન જોઇ હોય તો જોજે. શરમ અને ડરને બાજુએ મૂકજે. તેની આંખમાં તું નવું જ

તેજ નિહાળીશ. તેની આંખોમાં નમ્રતા છે, કઠિનતા છે અને ઉગ્રતા પણ છે. જ્યારે પુરુષની આંખોમાં કઠિનતા એકલીજ સમાયેલી છે. તેણીનું હૃદય રૂ જેવું નરમ છે. કદી કદી વજ્રના કરતાં પણ કઠણ બને છે જ્યારે માનવીનું હૃદય વજ્રના જેવું પણ નથી થઇ શકતું. આના પ્રત્યક્ષ નમુના તું હિંદુ સમાજમાં ડગલે ને પગલે જોઇ શકતો હશે. ન જોતો હોય તો હવે જોજે. એ પ્રવાહ હજુ ચાલુજ છે અને ચાલુ રહેવાનો છે. પરંતુ જ્યારે ત્યારે બંધ તો થવાનો જ છે. એવાં ચિહ્નો પણ દેખાય છે. માટે આજથી જ હિંદુ સમાજને તપાસવા તૈયારી કરજે.

વાચક! કદાચ તું હિંદુ સમાજનો ન હોય અને બહારનો હોય તો મારા ઉપર ઇર્ષા ન લાવીશ. તને ઇર્ષા આવે એ સ્વાભાવિક છે. કારણ કે આગળ ઉપર મેં સર્વને એક સ્થાને મૂકયા છે; જ્યારે અહીં જુદા પાડું છું. કારણ એક જ કે જે જુદા છે એને ભેગા કરવા. હિંદુ સમાજ સુધરશે તો બીજાઓને લાભ તો છેજ. છેવટમાં સર્વ એક છે. હવે તને પ્રશ્ન થશે કે હિંદુ સમાજ એકલાને શા માટે વર્ણવ્યો છે? આમાં જો તું મારામાં ભેદભાવ જોતો હોય તો ભૂલી જજે. કારણ કે મને હિંદુ સમાજ વિના બીજાનો અનુભવ નથી, અને તે વિષે કંઇ પણ વાંચ્યું નથી. વાંચવાનો શોખ હતો પણ સંજોગો નહતા. કદાચ ભવિષ્યમાં બનશે તો હું તને જણાવીશ.

**Hindu society, though going backword day by day, yet the people of the 20th century, thinks it to be making progress.**

અત્યારે હિંદુ સમાજને હું સમાજના રૂપમાં નથી જોઇ શકતો, કારણ કે તેનાં અતૂટ બંધનો સમાજને બંધનકર્તા થઇ પડયાં છે. દુનિયામાં અતૂટ બંધનો ફક્ત આત્માનાંજ છે. જ્યારે હિંદુઓએ તેમના સમાજને અતૂટ બંધનોથી બાંધી લીધો છે. પરંતુ કયાં ખબર છે કે આત્માનાં બંધનો કુદરતથી ઘડાએલાં છે. જ્યારે સમાજનાં બંધનો માનવીના મુખથી માનવીનાજ હાથોએ લખેલાં છે. તેને અમર ન માની બેસશો.

સમાજે માણસને નથી બનાવ્યો, પણ માણસે સમાજને બનાવ્યો છે. જો કે ઘર નરને બનાવે છે એ સત્ય છે; પરંતુ અહીં સમાજના કાયદા સારી સ્થિતિમાં નથી તો પછી સમાજ માણસને કયાંથી બનાવવાનો હતો? ન ભૂલ. જુના કાયદાઓ ઉપર નવા કાયદા સમાયેલા છે. તું જેમ જેમ નવા કાયદા જાણતો થાય તેમ તેમ તેમાં ઉમેરતો જા.

હવે તું કહીશ કે સમાજ તો ભૂતકાળથી આની આજ સ્થિતિમાં ચાલ્યો આવ્યો છે. ત્યાં તારી ભૂલ થાય છે. ભુતકાળનો હિંદુસમાજ આ સ્થિતિમાં ન હતો.

વર્તમાન કાળનો હિંદુ સમાજ તો નવુંજ પ્રકાશ પથરાવી રહ્યો છે. એ પ્રકાશ તે સાચું પ્રકાશ નથી; પરંતુ સમાજની અધોગતિનાં મૂળ સૂચવે છે. જો તું આવા સમયે

તે પ્રકાશને તારી આંખોમાં પેસવા દેઇશ તો તારો હિન્દુ સમાજ પ્રાચીન કાળથી જે ઉચ્ચ સ્થાન ભોગવતો આવ્યો છે, તેનો નાશ થશે.

વાચક, હવે સમાજના સાધારણ નમૂના જે નીચે આપેલા તે ધ્યાનથી વાંચી જજે:



## Real life of the man begins after his marriage

લગ્ન પ્રસંગ! અહા, જીવનનો અમૂલ્ય પ્રસંગ. તેની કિમ્મત અત્યારે હિન્દુ સમાજને એક કોડીની પણ નથી. તેમને મન તો લગ્ન પ્રસંગ એટલે વેઠ, પણ વેઠ સમજવામાં તું તેમજ હિન્દુ સમાજ ભૂલ કરી રહ્યા છો.

માણુસના જીવનમાં કુદરતે ત્રણ અમૂલ્ય પ્રસંગો મૂક્યા છે. જન્મ, લગ્ન ને મરણ. જન્મથી માણુસ આ દુનિયામાં ફરતો થાય છે, અને મરણ પછી બીજી દુનિયામાં વિહાર કરવા ચાલ્યો જાય છે. તેમ લગ્ન પછી પણ માણુસ આની આ જ દુનિયામાં રહી, કોઇક નવીન દુનિયાનો અનુભવ કરી શકે છે. નવા તેમ જ સાચા જીવનની શરૂઆત લગ્ન પછી જ થાય છે. તો તે લગ્ન પ્રસંગ પણ તેવો જ હોવો જોઇએ.

લગ્ન એટલે પ્રભુતામાં પગલાં માંડવાં એમ ઘણા કહી ગયા છે તે સત્ય છે. પરંતુ હિન્દુ સમાજને તે લાગુ પાડું તો પ્રભુતાને બદલે પાપમાં પગલાં ભરવાં એવો અર્થ થાય!

હિન્દુ સમાજ તો હસ્ત મેળાપ કરી આપતાં જ શીખ્યો છે. પછી વરકન્યા ભલે મીયાં અને મહાદેવ જેવાં હોય. તેઓ તો ફક્ત દીકરીનું દાન કરી પારંગત પામેલા, પાછું વાળીને જરાય જોતા નથી કે દાનનો સ્વીકાર કરનાર દાતા છે કે દાવાનળ? તેમને મન તો દીકરી ઘેરથી છૂટી થઇ એટલે જગ જીત્યા. પરંતુ દીકરીનો પાણીગ્રહણ કરનાર એ પાપાત્મીને કોઇ પિછાનતું નથી.

જો લગ્ન એટલે બે ભિન્ન ભિન્ન વ્યકિતઓ, જુદે જુદે સ્થળે જન્મેલી અને જુદા જુદા સંસ્કારોવાળી: આવી બે તદ્દન અજાણ વ્યક્તિઓના હૃદયને એક બનાવવું, બંનેમાં સમભાવના ઉત્પન્ન થાય તેમ કરવું, તેનું નામ લગ્ન. તેમ ન બને તો લગ્નને બદલે જીવનમાં વિઘ્નનાં બીજ રોપાય.

જો તું પિતા હોય તો જગતમાં જે પાળે તે પોષે તે કુદરતનો કાયદો છે. પરંતુ અત્યારે તેમ નથી. તું પિતા તરીકેની તારી ફરજ ચૂકે છે. હજારો લાડ લડાવી ઉછેરેલી પુત્રીનો જ્યારે લગ્ન પ્રસંગ આવે છે ત્યારે માબાપો તેમનું દીકરી પ્રત્યેનું વાત્સલ્ય વિસરી જાય છે. છેવટે જંગલી જનાવરની માફક ક્રૂર બને છે. અને તેમની ક્રૂરતાને શાન્ત કરવા માટે દીકરીનો ભોગ આપે છે. ક્રૂરતા શાન્ત થતાં જ પોતાની ભૂતકાળની સ્થિતિ સમજાય છે. છેવટે તેમના નસીબમાં આંસુ લૂછવાનાં રહી જાય છે.

સ્રીપુરુષનાં શરીર જુદાં હોય છે, પણ તેમનાં હૃદય એક હોય છે.

# હિન્દુ વિધવા

જ્યારે જ્યારે મારી દૃષ્ટિમાં કોઇ હિન્દુ વિધવા આવે છે ત્યારે મારા નાનાશા હૃદયમાં કંઇ અવનવા જ ભાવો ઉત્પન્ન થાય છે.

સાચે જ હિન્દુ વિધવા એટલે સહનશીલતાની દેવી. હજારો સંકટોનો બોજો પોતાના કેશહીન મસ્તક ઉપર ઝીલતી, પ્રચંડ વાવંટોળીઆને પણ નમતું ન આપનાર. હું તો તેને દેવનાથી પણ અધિક માનું છું. જ્યારે સંસારનાં તેમ જ રૂઢિચુસ્ત સમાજનાં અને વધારેમાં કુદરત તરફથી આવી પડેલાં હજારો સંકટોને, પોતાના કાજળમય સાડલામાં સંકેલતી, ઘરેણાંનો ભીષ્મત્યાગ કરી, ગત પતિના પ્રેમની માલા જપતી, આખી દુનિયાને પોતાની આંખમાં સમાવતી, ત્યારે તેના મુખ ઉપર કંઇક નવીન પ્રકારની જ લાલી તરી આવે છે. એના હૃદયના ઊંડાણમાંથો નીકળતા દર્દભર્યા ભાવો, ભલભલા ભડવીરોનાં પણ કાળજાં કંપાવે છે અને એની ચાલ જોતાં મદભર્યા યુવાન-યુવતીઓના મદ પણ ચાલ્યા જાય છે. આવી પૂણ્યની પ્રતિમા સરખો વિધવાને પણ આપણો સમાજ હડધૂત કરી રહ્યો છે.

પ્રાચીન, હજારો વર્ષથી, ચારે તરફથી ઉચ્ચ અને આદર્શ જણાતો, હિંદુસમાજ અત્યારે સઘળા આદર્શોને છાપરે ચઢાવી, ગાંડા ગજરાજની માફક નાનાં નાનાં ખાંટવાં

સરખી વિધવા પાછળ પોતાની શક્તિ અજમાવી રહ્યો છે. કારણ કે બીજાની આગળ કંઇ ચાલે તેમ નથી. આજે પશ્ચિમની કેળવણીથી સજ્જ થએલી યુવાન-યુવતીઓ તેના બોલને ઝીલે તેમ નથી. વાચક, પછી વિધવા સિવાય બીજું કોણ તેના પંજામાં આવે? સર્વ મરતાનેજ મારે છે.

પત્નીનો પતિ જાય ત્યારથીજ તેના ઉપર તો સંકટનાં વાદળ ઘેરાઇ વળે છે. આંખ તેની અખંડ ધારા સદા વરસાવેજ જાય છે, ચારે તરફથી ભયંકર તોફાનનો મારો શરૂ થાય છે. આવા અનેક સંકટોમાં પણ તેણી મહાસાગરે તોફાનમાં સપડાએલી સ્ટીમરની માફક મહા મુસીબતે પોતાનો માર્ગ મોકળો બનાવે છે. એ પણ દ્વેષીલા સમાજને ડંખે છે, તેના ઉપર કંઇક ખોટાં આળ ચઢાવે છે. ઘરમાંથી નણંદોના ત્રાસ, સાસુના સીતમો, તે ઉપરાંત કાળજુ ચીરી પાર જાય તેવા સમાજના શબ્દો અને છેવટે દંડ. અહા! આવા જુલમો તો એક પુખ્ત ઉમરની પતિવ્રતા વિધવાજ સહન કરે. આમ છતાં તેના તરફ કોઇ માનભરી દૃષ્ટિ ન કરે. સંતોષથી સૂવા ન દે. તેણીના સંતોષ માટે હત્યારા હિંદુ સમાજે એકેયે સ્થાન નથી રહેવા દીધું. એણે તો પહેલીજ બધે સૂળો પાથળી છે, અને તેણીની મોજડીઓ આગળથીજ પડાવી લીધી છે. વાચક! હવે તેણીએ શું કરવું? એ તારેજ વિચારવાનું. કારણ કે તું હિંદુ છે. તું સમાજનું અંગ છે.

# હિંદુ સમાજ

વર્ષા ઋતુના ભીંજાતા દિવસો ચાલી રહ્યા હતા. હર્ષઘેલા ખેડુતો પોતાના કામમાં ગુંથાઇ કુદરતનો બરાબર ઉપયોગ કરતા, અને પોતાના આગામી પાકની આશાઓ સેવતા હતા. ગામની ચોપાસ કુદરત પૂર્ણકળાએ ખીલી રહી હતી. એની કિંમત તો કોઇજ આંકી શકે છે. હીરાની કિંમત તો ઝવેરી જ કરે. એને જવાદો. આ કુદરતી સૌંદર્યોના ભોગી બનવાનો સમય નથી; પણ એટલું તો જણાવીશ જ કે તે દિવસો વર્ષમાં કંઇક જુદીજ ભાતના હોય છે.

આવા રળીઆમણા દિવસોની એક રળીઆળી રાત્રિ મારા નાજુક કુમળા હૃદયને હચમચાવી મૂકે છે. મારા જીવની ક્રાન્તિ બદલી મને કંઇક નવે જ રસ્તે ચઢાવે છે. અમાસની રાત્રિનો કાજળમય પ્રવાહ દુનિયા ઉપર વહી રહ્યો હતો, તેની ગતિને ઘનગોળ વાદળો મદદ કરી રહ્યાં હતાં. વખત સાધી વિજળી પણ ચાલી ગઇ હતી. ગામ શાંત અને ગંભિર બનતું હતું. કવચિત કવચિત જંગલી જનાવરોના આછાપાતળા સૂર કાને પડતા હતા. તેવા ભયાનક સમયે અચાનક એક કૂતરાના ભસી ઉઠવાથી હું જાગી ઉઠ્યો.

જાગતાંજ મારી દૃષ્ટિમાં કંઇક નવીન દેખાવજ દોરાયો. વાચક, એ દેખાવ જોવા અધીરો ના થઇશ. એ દેખાવ બીજો નથી; પણ આપણો સમાજ અને તેનું બળતું હૃદય.

મોટી મોટી મહેલાતોમાં વસંતી, લક્ષ્મીના સમુદ્રમાં રેલતી, માતાની અમી ઝરતી આંખનું અમૃત પીતી, પરંતુ હૃદયથી સદાય બળતી રહેતી, એવી એક વ્યક્તિ આજ મારી દૃષ્ટિમાં પહેલીજ વાર આવી. લગભગ રાત્રિએ અર્ધી મુસાફરી પુરી કરી હતી. જગત શૂન્યમય ભાસતું હતું, અને બાળા પણ તેવીજ હતી, છતાં ભેદ ઘણો હતો. તેણીની શૂન્યતામાં કંઇક નવીનતા સમાએલી હતી. અંધારી રાત્રિએ પણ તેણી દૂર દૂર કંઇક જોઇ રહી હતી. પરંતુ શું જોતી હતી તે હું નથી કહી શકતો. કારણ, બધે અંધકાર છવાયું હતું.

છેવટે મારો બેલી કુદરત થયો. મારામાં તેણીને જોવાની ઘણીજ જીજ્ઞાસા હતી. પરંતુ શું કરૂં ? મનમાં મૂંઝાયા કરતો હતો. મારી મૂંઝવણ કુદરતે દૂર કરી. એક થનકારા કરતી વીજળી તેનો એક પલકારો કરી ચાલી ગઇ. મારે તો તેનો આભાર માનવાનોજ રહ્યો. પલવારના પ્રકાશમાં મેં તેણીને બરાબર જોઇ. જોતાંજ મારી મૂંઝવણમાં વધારો થયો. કારણ વીજળીના ઝબકારાથી તેણીનું હૃદય કંપી ઉઠ્યું. છેવટે આવેશમાં ને આવેશમાં તેણીના સુકોમળ મુખમાંથી કેટલાક દર્દભર્યા શબ્દો નીકળી પડ્યા. તું એ શબ્દોને સાંભળવા તારા કાનને એક ના કરીશ. એ શબ્દો નવા નથી પણ સમાજનાં દૂષણો.

યુવતી મારાથી અજાણ હતી તેમજ હું પણ તેનાથી અજાણ હતો. છતાં મારા હૃદયમાં તેને માટે ઘણું જ માન હતું. એને જોતાંજ આંખ આગળનો પડદો ખસી ગયો. સમાજ આગળ આવ્યો. સમાજમાં આવાં બળતાં હૃદયો કેટલાં હશે તેનો વિચાર કરવા લાગ્યો. સમાજમાં આ બધું શાને અંગે હશે, તેનો વિચાર કરવા લાગ્યો. સમાજ આવી નાની કુમળી બાળાઓને હેરાન કરવામાં મોટાઇ માનતો હશે? કંઇ સમજાયું નહિ. હૃદયમાં તિરસ્કાર ઉદ્ભવ્યો. જો આમ હોય તો આ સમાજ હવે મારા માટે નથી. જે સમાજમાં દયાને માટે સ્થાન નથી, બાળકો માટે હેત નથી, પોતાનાં બાળકોને પોતાને હાથે કચડી નાખે છે, તેમના જીવનને ધૂળધાણી કરી નાખે છે, એમ છતાં એને શાન્તિથી રહેવા નથી દેતા. આવા સમાજને સમાજ કહેવો એજ મોટું પાપ છે. સમાજ માણસોના સુખને માટે ઘડાયો છે, તેને દુઃખી કરવા તો નહિજ.

વીજળીના ઝબકારાને કંઇક કહેવા જતા બાળા તેના ભૂતકાળમાં ઉતરી પડી, માણેલાનું સ્મરણ કરવા લાગી. છેવટે કંઇક બોલવા લાગી. "અરે ઓ! થનથન કરતી વીજળી મારા પણ દિવસો હતા. જ્યારે હું તારી માફક પૂર્ણ કળાએ નાચતી હતી. અને તે વખતે દુઃખની ઝંખના પણ થતી ન હતી. પરંતુ શું કરૂં? અત્યારે મારી સ્થિતિ જળ વિનાના માછલા જેવી થઇ ગઇ છે. પાણી સુકાઇ ગયું; હું તરફડીઆં મારતી રહી ગઇ. કાંના વાંકે? માતાપિતાની તરસ છીપાવવામાં મને સદાને માટે તરસી બનાવી. મરતાં

મરતાં પણ માતાપિતાએ તેમની તરસમાં મારા જીવનને હોમી દીધું. એ તરસ બીજી નહિ પણ સમાજની. સમાજના રૂઢીચૂસ્ત કાયદા કાનુનો, અને સમાજનાં અતૂટ બંધનો.

મારા માટે તો હવે અંધારાંજ ઉલેચવાનાં રહ્યાં. મારી પૂર્ણકળાએ મારા ઉપર વાદળ ફરી વળ્યું. મારી અવનવી આશાઓ ઝાંઝવાના જળ જેવી બનાવી. ઉગતા યૌવનને સહરાના રણ જેવું કરી નાખ્યું. ખીલતા બગીચાને ઉજ્જડ વેરાન જેવો બનાવ્યો, અને જીવતાં જીવનને સ્મશાન રૂપ બનાવ્યું. પરંતુ બીજીજ ક્ષણે પ્રારબ્ધ મિથ્યા નથી થતું એવો વિચાર આવ્યો. ઉગ્ર હ્રદયને ક્ષણભર શાન્તિ થઇ. તરતજ આત્માએ પ્રશ્ન કર્યો: "હ્રદય કોણે બનાવ્યું? નસીબ કોણે ઘડયું?" નસીબને કુદરત નથી ઘડતી, એ તો તારા હાથમાં છે. એ કંઇ આકાશ કે પૃથ્વીમાંથી નથી પડવાનું? નસીબ તો ગરીબોને શાન્તિ આપનાર એક કલ્પિત શબ્દ છે. એને તારે શા માટે વળગી રહેવું? આમ સાંભળવાથી તેણીનામાં કંઇક આશા આવી.

બસ એકજ નિર્ણય. મારા બૂઝાએલા દીપકને હું જરૂર ફરી એક વખત પ્રગટાવીશ. અરે! પણ કેમ ભૂલું છું? સમાજની દૃષ્ટિએ તો હું વિધવા છું. એથી શું? મારે તેની બેડીઓમાં ગુંથાઇ રહેવું? જો ગુંથાઇ રહું છું તો જીવનનો મર્મ સમજાતો નથી, અને જો સામી થાઉં છું તો સમાજ ક્યાંય સંઘરતો નથી. દરેક જગ્યાએ સમાજ આગળ ને આગળ આવે છે. અહા! પ્રભુ તારે ત્યાં પણ ન્યાય નથી? જરૂર નથી; નહિ તો આમ ન બને. તુંજ જવાબ આપ

કે હું વિધવા છું? મેં પતિનો તો પડછાયો પણ જોયો નથી, તો પછી હું વિધવા કયાંથી થઇ? સમાજ, એ પાપી સમાજ! મારા જેવી કેટલીયે અબળાઓને તેં તારો ભક્ષ બનાવ્યો છે અને હજુ કેટલીય લઇશ. છતાં પણ સમાજના નરવીરોની કયાં ઉંઘ ઉડે છે? તેઓ તો શાન્તિથી ઉંઘી જ રહ્યા છે.

બસ, હવે તો જીવનનો અંત, સર્વ દુઃખનું એક જ ઓષધ, અનેક સંકટોને પાર કરવાનું એક જ અલૌકિક સાધન તે જ આત્મઘાત! પણ....તેમ કરવાથી માતાપિતાને વૃદ્ધાવસ્થામાં કેટલું દુઃખ થાય? અરે! પણ કેમ ભૂલું છું: જે માતાપિતાને મારી લેશ પણ લાગણી નથી, જેણે પોતાના સ્વાર્થ ખાતર બલકે સમાજ ખાતર, મારી જીંદગીનું બલિદાન આપ્યું. સમાજની મોટાઇ મેળવવા માટે રડતી બનાવી. તેઓને મારા મરણથી દુઃખ થાય? નહિ. તેથી તો તેઓના આત્માને શાન્તિ જ થશે. કારણ તેમને મન તો હું પત્થર રૂપ છું. શું જગતમાં મારી સઘળી બેનોની મારા જેવી સ્થિતિ થતી હશે? જરૂર. તે દરેક આત્મઘાત કરતી હશે? નહિ. મારે પણ આત્મઘાત નથી કરવો. તેમ કરવાથી મેં જીવનમાં શું કર્યું કહેવાય? કંઇ જ નહિ. પરંતુ મારે તો જીવનમાં કંઇક કરવું છે, સમાજને સુધારવો છે; તેનાં અતૂટ બંધનો તોડી બતાવવાં છે, એવા અનેક પ્રકારના વિચારો કરતી, ચૂપકીથી પોતાના પ્રિય નિવાસ્થાનને છોડી, પ્રિય વસ્તુને પ્રિય કરવા, મારી દૃષ્ટિએથી તે દૂર થઇ.

થોડોક વખત તો વિચારમાં જ ચાલ્યો ગયો. તેણી

કયાં ગઇ? મારૂં મન મૂંઝાવા લાગ્યું. તેણીને ફરી જોવાની જીજ્ઞાસા થઇ. હું વીજળીની જેમ નીચે ઉતર્યો અને કુદરતી સહાયથી તેણીને ફરી વાર જોઇ શકયો.

ગામ બહાર નીકળતાં જ મેં એકને બદલે બે વ્યક્તિ જોઇ. હું ચમકયો, મને નવાઇ લાગી, પરંતુ મારી મદદગાર વીજળીથી તે નવાઇને દૂર કરી શકયો. બીજી વ્યક્તિ, તે મારો પ્રિય મિત્ર હતો. મને અત્યંત આનંદ થયો. શાળાજીવન દરમિયાન મારા મિત્રે મને જણાવેલી વાત યાદ આવી. તે વાત તને જણાવું: તે મારા મિત્ર અને મારી દૃષ્ટિએ પડેલી વિધવાના શરૂઆતના જીવનનું આકર્ષણ રૂપ છે. અને અત્યારે પણ તેની જ પ્રતિમા પડી રહી છે.

છેવટે મિત્રને ધન્યવાદ આપી, સંકટ સમયે સંભાળવાનું વચન આપી, મેં તેમને સમાજથી દૂર થવા માટે વિનવણી કરી. બંને સુખી આત્મા મારી નજરથી દૂર થયા. હું પણ શાન્તિથી ઘર તરફ ચાલ્યો.

બીજે દિવસે સવારે ગામમાં હાહાકાર! વેશ્યા, કુલટા, ગુણકા, નફ્ટ! છેવટે તેનું મુખ કાળું કરી ચાલી ગઇ. આવા શબ્દો મારા કાને પડવા લાગ્યા. પરંતુ કૂતરાનું ભસવું કયાં સુધી ચાલે? બે પાંચ મિનિટ. તેમ સમાજનો બકવાટ થોડા જ સમયમાં શાન્ત થઇ ગયો.

મિત્રના જીવનના અવારનવાર મારા ઉપર કાગળો આવ્યા કરતા હતા. અત્યાર સુધીના તેના પત્રો તેના સુખમય જીવનના હતા; પરંતુ છેવટમાં મારા હાથમાં એક ટૂંકો પણ લાંબો પત્ર આવી પડચો.

પ્રિય મિત્ર,

તારી અત્યંત મદદથી હું પ્રિયતમાને મારી કરી પરદેશમાં આવી વસ્યો. જે જીવન ખાતર હમોએ માબાપોને છોડયાં, તે જીવન અમારાથી જીવી નથી શકાતું. કારણ, સમાજ અમારી આગળ ને આગળ અંધારૂં પાથરતો જાય છે. હવે શું કરવું? કંઇ સૂઝતું જ નથી. તું પણ મારાથી ઘણો દૂર પડયો છે. જો તું મારી પાસે હોત તો પણ મને જરા શાન્તિ થાત. વધારેમાં હૈયું હામ ધરી શકતું નથી. બસ એજ.

લિ.

તારો અભાગી મિત્ર

પત્ર વાંચી વિચાર્યું. સમાજને ધિક્કારતો હું સમાજને બાજુએ રાખી, મિત્રની મદદે જવા તૈયાર થયો. પત્નીને સમજાવી માતાપિતાને જાત્રાએ જવાનું કારણ આપી, સાથીની શોધમાં ચાલી નીકળ્યો. સમાજનો બળતો અગ્નિ જોતો છેવટે મિત્રના નિવાસસ્થાને પહોંચ્યો.

પહોંચતાંજ આશાઓ નિરાશામાં ફેરવાઇ ગઇ. સમાચાર સાંભળ્યા કે મિત્ર અને મિત્ર પત્ની અહીંથી દૂર દૂર ચાલી ગયાં છે. નિરાશ વદને પાછો ફર્યો. ઘેર આવી હૃદયનો ભાર હળવો કરવા વાચનગૃહનાં બારણાં બંધ કરી, ટેબલ ઉપર માથું પટકી, વિચાર કરવા લાગ્યો. છેવટે નિર્દય આંખમાં એક પત્ર ઝડપાયો. પત્ર વાંચવા લાગ્યો.

પ્રિય મિત્ર,

તને પત્ર લખ્યો પણ એકાદ બે દિવસમાં જવાબ નહિ

મળવાથી, ચોતરફનાં સંકટો સહન નહિ કરી શકવાથી, બન્ને આત્માઓ ધર્મભ્રષ્ટ થઇ ચૂકયા છે. આ મારો છેવટનો પત્ર; હવે તું મારો મિત્ર નથી રહ્યો કારણ તારી મિત્રતાને હું લાયક નથી.

લિ.

તારો એક વખતનો અભાગી

પત્ર વાંચી હૃદયથી પ્રતિજ્ઞા કરી, સમાજથી તેમજ તેના બંધનોથી સદાને માટે છૂટો થયો. મિત્રને આશ્વાસન આપવા પત્ર લખવા બેઠો.

પ્રિય મિત્ર,

તું ધારે તે. મારે મન દુનિયામાં ધર્મ જેવું કંઇજ નથી, જ્ઞાતિ ભેદ નથી, કોઇ ઊંચ નથી, કોઇ નીચ નથી. તું તારે મન ગમે તે ધારતો હોય પણ મારે મન તો તું સાચો મિત્ર હતો અને ભવિષ્યમાં પણ મિત્ર રહીશ.

લિ.

તારો સ્નેહી

પરંતુ દુનિયાથી તો તે તરછોડાયોજ, અને હજુ પણ તેની તેજ સ્થિતિમાં છે.

વાચક, હવે તો હું ધારૂં છુંજ કે તને હિંદુ સમાજ સમજાયોજ હશે. માટે સમજ્યા પછી વિલંબ ના કરીશ. તેના સામે સત્યનું યુદ્ધ કરવા તૈયાર થજે.

# સુધારો કે કુધારો?

પ્રિય વાચક, સર્વે ગામ અત્યારે બે પંથે પરવરી રહ્યાં છે; છતાં હું અગ્રસ્થાન ભોગવતાં ગામોનેજ અહીં આગળ ધરૂં છું. અને તેમાંય ખાસ કરીને ચરોતરમાં આવેલાં બાર ગામજ. એનું કારણ હું તને હમણાંજ સમજાવીશ, તે માટે અધીરો ના થઇશ.

આપણા ચરોતરમાં ઘણાં નાનાં મોટાં ગામડાંની સંખ્યા છે. તેમાં અગ્રસ્થાન બાર ગામ ભોગવી રહ્યાં છે, એટલે મારે જે કંઇ કહેવાનું છે તે બારનેજ કહેવું છાજે. મોટાને પંથે નાના જાય તેમાં નાનાઓનો જરાય દોષ નથી. અને એ તો કુદરતીજ સત્ય છે કે મોટાઓના પંથે નાનાઓએ જવું જોઇએ. આવી સ્થિતિમાં જો હું નાનાઓને સમજાવવા જાઉં તો હું કોઇ કાળે ફાવી શકું નહિ. પરંતુ જો હું મોટાઓને સમજાવી શકીશ તો નાનાઓ તો આપોઆપ સમજીજ જશે. આજ કારણથી મેં બારને મારી આંખમાં લીધાં છે.

બાર ગામો તો રત્નોનો ભંડાર છે, સુધારાની ટોચે પહોંચી ચૂકેલાં છે, જેમાં ભૂતકાળમાં વીર રત્નો પોતાનો પ્રકાશ ફેલાવી ગયાં છે અને વર્તમાનમાં પણ કેટલાક ફેલાવી રહ્યાં છે અને ભવિષ્યમાં પણ ફેલાવશે એવી હું આશા રાખું છું. આવાં પ્રગતિશીલ બારને મારે માટે કહેવાનું કંઇજ રહેતું નથી, પરંતુ ન ચાલ્યે મારે કંઇક જણાવવું પડે છે.

ન્યાય નીતિને પંથે મોટા નાના સર્વે સરખા છે.

હું સાચેજ બારને અમુક દિશામાં મોટાજ જોઉં છું, જ્યારે બીજી દિશાએ એમને જોઉ છું ત્યારે હું તેમને નીચનાથી પણ નીચ માનું છું. ઉપર જણાવ્યા પ્રમાણે હાલના જમાનામાં બાર બે પંથે છે, એક બાજુ સુધારાની શોભા, બીજી બાજુ કુધારાના કૂવા ખોદાઇ રહ્યા છે. જુવાનો આગળ ને આગળ સુધારાના સરોવરમાં તનતોડ પ્રયત્નોથી તરી રહ્યા છે. કમળની લાલસાએ આગળ ને આગળ નજર રાખી પોતાના બાહુ હલાવેજ જાય છે; પરંતુ પાછળ શું થાય છે તે જરાય જોતા નથી. એક બાજુ તરફ જોનાર કદી ફાવી શકતા નથી. સરોવરમાં પડેલો માણસ પાછળ જોયા વગર સામે કિનારે જવા આશા રાખે તો તે કદી કિનારે પહોંચી શકેજ નહિ કારણ એકાદ મગર એને પાછળથી પકડીજ લે એટલે ન જવાય આગળ કે ન જવાય પાછળ. આવી સ્થિતિમાં બાર ગામ છે અને કદાચ જો નહિ હોય તો હવે થશે પણ ખરાંજ.

વાચક, સુધારો કે કુધારો? એક બાજુ સુધરેલાં યુવાન યુવતીઓ પ્રેમલગ્ન કરે છે જ્યારે બીજી તરફ બળાત્કારે બે વ્યક્તિઓને લગ્નની ગાંઠે બાંધી દે છે.

વાચક, બુઢ્ઢા સાથે બાળા: સુધારો કે કુધારો?
દીકરી આપી દોલત લેવી: સુધારો કે કુધારો?
પુત્ર આપી પૈસો લેવો: સુધારો કે કુધારો?
મોટા થઇ નીચ પન્થે: સુધારો કે કુધારો?

પ્રથમ અમૃત પછી ઝેરઃ સુધારો કુધારો કે ?
આગળ દોડે પાછળ નડેઃ સુધારો કે કુધારો?
બહાર અક્કડ ઘરમાં કડકઃ સુધારો કે કુધારો?

વહાલા વાચક, બાર ગામની મોટામાં મોટી ભૂલ એક છે. તે એજ કે તેઓ કાન બંધ કરી આગળ ને આગળ પ્રકાશમાં ચાલ્યા કરે છે. આથી આગળ તેઓ જોઇ શકે છે પરંતુ પાછળ ચાલતો શોરબકોર તેઓ સાંભળી શકતા નથી એટલે પાછું વાળીને જોતા પણ નથી.

બીજી ભૂલ, તેઓ મોટાઇને નથી છોડતા. મોટાઇને નથી છોડતા તે તો ઇચ્છવાજોગ છે પરંતુ તે પ્રમાણે તેમનાં કૃત્યો હોવાં જોઇએ. અહીં તે પ્રમાણે નથી પરંતુ બાપદાદાની મોટાઇને પકડી રાખનારા છે. એટલેજ હું તેમને નીચ કહું છું. મોટાને ઘેર જન્મ ધારણ કરવાથી મોટા નથી થવાતું, પરંતુ કૃત્યોથી મોટા થવાય છે. કૃત્યોથી હલકા કુળમાં જન્મેલા મોટા થઇ ગયા છે. અને કૃત્યોથી મોટા કુળમાં જન્મેલા પણ નીચ પેદા થયા છે, તે તું તારી સગી આંખોએ જોઇ શકશે.

વાચક, બાર ગામ વિષે લખવા જતાં પુસ્તકો ભરાય તેમ છે. પરંતુ લાચાર છું કે હું લખી શકતો નથી, કારણ મને જોઇએ તેટલો અનુભવ નથી થયો, તે ઉપરાંત હું લેખક નથી. જો હું લેખક હોત તો પુસ્તક તો શું પણ મોટાં મહાભારતની તુલના કરી શકે તેવું લખત. પણ.... દિલગીરીથી જણાવવું પડે છે કે હું હજુ વિદ્યાર્થી છું.

# ચિત્રાલેખન

યમુનાજીનો શાન્ત અને ગંભીર પ્રવાહ વહી રહ્યો હતો. તેની ગંભીરતાનો લહાવો ઉઠાવી નાનાં નાનાં બાળકો પોતાનાં નાવ સાથે ખેલી રહ્યાં હતાં. યમુનાજી પણ તેમને પોતાના ઉપર રમતાં જોઇ, આનંદઘેલી બની, મોટાં મોટાં જંગલો ઓળંગતી પોતે આગળ ને આગળ ચાલી જતી હતી. બંને બાજુઓ કુદરતી સૌન્દર્યોથી છવાઇ ગઇ હતી. સર્વ આનંદમાં નાચી રહ્યાં હતાં.

એકાએક રંગમાં ભંગ પડયો.

કોઇ એક નવીન વ્યક્તિએ નવીન દુનિયામાંથી, આ દુનિયામાં વહેતા યમુનાજીના પ્રવાહમાં ઝંપલાવ્યું. છતાં આવનાર વ્યક્તિને પણ યમુનાજીએ પોતાના ખોળામાં વધાવી લીધી.

આવનાર વ્યક્તિનો પ્રભાવ કંઇક જુદો જ હતો. આવતાંની સાથે જે નાનાં નાનાં બાળક, બાળકીઓ ખેલી રહ્યાં હતાં તે સર્વને માનવતાના મહાસાગરમાં ડૂબાવી દીધાં. ફક્ત તેમાંથી એક બાળક સહીસલામત રહી શક્યું, તેની સાથમાં આવનાર વ્યક્તિ. આવનાર વ્યક્તિથી આટઆટલું

નુકસાન થયું છતાં યમુનાજીના પ્રવાહમાં જરાય ફેર પડ્યો ન હતો.

બંને વ્યક્તિએ સાથે રહી, પંદર વરસ તો આનંદમાં વિતાવ્યાં. પરંતુ સોળમા વર્ષે તેમાંથી પહેલી વ્યક્તિએ નિવૃત્તિ લીધી, સંસાર તરફ ચાલ્યા ગયા. હવે આવનાર વ્યક્તિ એકલી પડી. યમુનાના પ્રેમનો બધો પ્રવાહ તેના ઉપર ઢળ્યો. પ્રવાહ વાયુ વેગે આગળ ને આગળ વહેવા લાગ્યો. તે દરમિયાન દુનિયાની આંખ તેમાં ખેલી રહેલા બાળક ઉપર પડી.

કિનારે ઉભેલા સર્વ લોકો, આનંદમસ્ત નાવિકને જોઇ બળવા લાગ્યા. યમુનાના પ્રવાહથી તેને છુટો પાડવા માટે ના-હિંમત કહી મહેણાં મારવા લાગ્યા. પરંતુ તેનો બકવાટ સાંભળે જ કોણ. તેણે તો તેની આંખને દુનિયા /તરફથી ફેરવી નાખી, કાનોએ પાટા 'બાંધ્યા. દુનિયા બકવાટ કરતી રહી અને તે તો આગળ ને આગળ ચાલ્યો. છેવટે આશા નિરાશામાં પલટાઇ ગઇ.

દુનિયામાં કોઇનું જીવન એકધાર્યું વહ્યું નથી, વહેતું નથી અને વહેશે પણ નહિ. આ પ્રમાણે તેને પણ થયું, તેમાં આશા નિરાશા જેવું કંઇ હતું જ નહિ. છતાં મૂર્ખ મનુષ્યો તેના તરફ હસવા લાગ્યા, પોતાની મૂર્ખાઇનું પ્રદર્શન ખોલવા લાગ્યા. છતાં બાળક તો તેમને તેમ જ રહ્યું.

વીસ વરસના અંતે યમુનાજીની કમરજીએ નાના નાવિકે, કિનારા ઉપર આવેલાં ઉજ્જડ તેમ જ નાના ઘાસનાં

અને મોટા મોટા ઝાડોથી ભરપૂર જંગલોમાં ઝંપલાવ્યું. આ વખતે જંગલનાં જનાવરો અજાણુ વ્યક્તિને આવતી જોઇ તેની ચોતરફ વીંટાઇ વળ્યાં. અગાઉ ઉપર તેમનું કહ્યું નહિ માનવાથી, આ વખતે તેઓ સઘળા તેને મશ્કરીમાં ઉડાવવા લાગ્યા. તે સર્વને સહન કરતી તે વ્યક્તિ છેવટે બધાનાથી દૂર દૂર ચાલી ગઇ.

હવે યમુનાજી એકલાં પડયાં. આંસુઓએ આશ્વાસન આપ્યું. તે દરમિયાન અગાઉ છુટી પડેલી વ્યક્તિએ ફરી ઝંપલાવ્યું.

આપમેળે વિહાર કરવા ભાગી ગએલી વ્યક્તિને દુનિયામાં કોઇએ સાથ ન આપ્યો. છેવટે કંટાળી દુનિયાને વખોડતી યમુનાજીના જળપ્રવાહ તરફ ચાલી આવતી જણાઇ. ગએલી આંખની કીકી આવતી જોઇ યમુનાજીએ પ્રવાહને શાન્ત કરી પોતાના સાડલારૂપી પ્રવાહની ફડક નીચે લપેટી, ઉગ્ર બનેલા મગજને આશ્વાસન આપવા લાગી. આશ્વાસને શાન્ત થએલા મગજને દુનિયા સમજાઇ, અને હજુ પણ તેના તેજ પ્રવાહમાં તે વ્યક્તિ ખેલી રહી છે. પરંતુ આ વખતે મુખ ઉપર નવુંજ તેજ પથરાયેલું છે.

પ્રિય વાચક, હવે જો હું જીવતો રહીશ તો ઇ. સ. ૧૯૪૨માં મારૂં બીજું પુસ્તક તારી સમક્ષ રજુ કરીશ. એજ વંદેમાતરમ્.

❧

# હૃદયમંથન



ચોપાસ જ્યાં નજર કરૂં ત્યાં દેખાય ઉંચા ડુંગરા,
લાગે મનોહર રમ્ય એ, ચાહે જીગર ત્યાં એ જવા,
પાસે નથી ડોળી અરે, ના પાય હામ જવા ઘરે,
આવે હૃદયમાં ઉર્મિઓ, સાધન વિના તે કેમ સરે.

લખ લટ ધન માલિક થવા, ઇચ્છતું દીલ બાપડું,
હોંસથી સુખ કંઇક ભોગવવા, ચહે એ રોકડું,
સાધન વિના એ શું કરે, આશા ખચિત એ ફોક છે,
ધાર્યું ન થાતું માનવીનું, એજ નક્કી શોક છે.

જેને ન સાધન કંઇક તે, જેમ પાંખ વિણનું પંખી છે,
જેને ન સાધન કંઇક તે, જેમ આંખ વિણનું અંગ છે,
જેને ન સાધન કંઇક તે, રંગ વિણ ઘરબાર છે,
સાધન વિનાનું જીવવું, એ જીવનને ધિક્કાર છે.*

*———

ઉપરનું પદ્ય મારાથી નથી લખાયેલું તેમજ તેના લેખકની પણ મને ખબર નથી; પરંતુ મને અતિ પ્રિય હોવાથી તેને અહીં સ્થાન આપ્યું છે.

